'સસ્તું' સાહિત્ય એટલે ઊંચામાં ઊંચું સાહિત્ય'

# સંસારના રંગ

★

લેખિકા :
સરોજિની મહેતા

★

ભિક્ષુ અખંડાનંદ ની પ્રસાદી
સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય
ઠે. ભદ્ર પાસે, અમદાવાદ અને કાલબાદેવી રોડ મુંબઈ ૨

★

એક રૂપિયો

# જીવનચરિત્રો

| | | | |
|---|---|---|---|
| ચૈતન્ય મહાપ્રભુ–ત્રણ ગ્રંથો, વિસ્તૃત ચરિત્ર | ૧૫૯૬ | ૮–૦ | ૦–૧૫ |
| સાઈબાબા–ચરિત્ર તથા બોધક પ્રસંગો ... | ૪૦૮ | ૩–૦ | ૦–૪ |
| શ્રી રમણ મહર્ષિ–ચરિત્ર અને ઉપદેશ ... | ૨૧૬ | ૨–૦ | ૦–૪ |
| હંસ મહારાજ–વેદાંત જેવા ગહન વિષયને વિવિધ દૃષ્ટાંતો દ્વારા સરળ રીતે સમજાવતું પુસ્તક | ૨૮૦ | ૨–૮ | ૦–૫ |
| સ્વામી આત્માનંદ સરસ્વતી–ચરિત્ર ને ઉપદેશો | ૧૯૨ | ૧–૮ | ૦–૩ |
| મહર્ષિ દયાનંદ–નવી આવૃત્તિ ... ... | ૧૫૨ | ૧–૮ | ૦–૨ |
| ભિક્ષુ અખંડાનંદ–(ચરિત્ર) શ્રી. સોપાન અને શ્રી. જ્યોતીન્દ્ર દવે કૃત ... ... ... | ૪૭૮ | ૩–૦ | ૦–૬ |
| રામકૃષ્ણ પરમહંસ–પ્રેરણાદાયી અદ્દ્ભુત ચરિત્ર | ૬૦૮ | ૨–૮ | ૦–૫ |
| સ્વામી વિવેકાનંદ–જીવનપ્રસંગો આલેખતું ચરિત્ર | ૭૮૪ | ૪–૦ | ૦–૭ |
| સ્વામી રામતીર્થ–વિસ્તૃત ચરિત્ર તથા ઉપદેશો | ૬૭૨ | ૩–૮ | ૦–૭ |
| જ્ઞાનેશ્વર મહારાજ ને મ. એકનાથ–ચરિત્રો | ૫૦૪ | ૨–૮ | ૦–૫ |
| સંત તુકારામ–સુપ્રસિદ્ધ સંતનું ચરિત્ર ... | ૬૪૮ | ૩–૦ | ૦–૬ |
| સ્વામી બ્રહ્માનંદ ને શિવાનંદ–ચરિત્રો ... | ૪૨૪ | ૧–૬ | ૦–૪ |
| સ્વામીશ્રી નિત્યાનંદ–જીવનચરિત્ર અને ઉપદેશો | ૧૨૮ | ૦–૮ | ૦–૨ |
| શ્રીરામચંદ્ર દત્ત ને નાગમહાશય–ચરિત્રો... | ૩૩૬ | ૧–૦ | ૦–૩ |
| મહાત્મા સરયૂદાસજી, ભૂધર ભક્ત ને જાનકીદાસજી–ચરિત્રો ... ... ... | ૨૫૬ | ૦–૧૦ | ૦–૩ |
| ભક્તચરિત્ર–ભક્તમાળમાં નહિ આવેલાં ચરિત્રો | ૫૨૮ | ૨–૮ | ૦–૫ |
| બૂકર ટી. વૉશિંગ્ટન–આપમેળે આગળ વધેલા હબસી વીરની પ્રેરક અને બોધક આત્મકથા | ૨૨૪ | ૧–૮ | ૦–૪ |
| યોગીશ્વર યાજ્ઞવલ્ક્ય–યોગીશ્વરનું જીવનચરિત્ર | ૮૮ | ૦–૬ | ૦–૨ |
| આદર્શ ચરિત્રસંગ્રહ–ભાગ ૨ જો, ૭૦ બોધક ટૂંકાં ચરિત્રોનો સંગ્રહ ... ... ... | ૬૨૪ | ૨–૦ | ૦–૬ |

## અર્પણ

સમાજનાં અનિષ્ટો સામે લડનારી
કલમનો વારસો આપી જનાર

સ્વ. પરમ પૂજ્ય પિતાજી
રમણભાઈ નીલકંઠને.

# અનુક્રમ

# ૧: સંસારલીલા

## [ ૧ ]

### એક મ્યાનમાં બે તલવાર

'આવ સુભગા, આજે અત્યારમાં ક્યાંથી? આ શું લાવી?' મારાં પડોશી દેવકોરબહેનની છોકરીને સવારમાં મારા ઘરમાં દાખલ થતી જોઈ મે કહ્યું.

'એ તો પેંડા છે,' સહેજ શરમાતાં સુભગા બોલી.

'શેના? તું પાસ થઈ તેના?'

'હા.'

'ભલે, ભલે; આવી જ રીતે દર વરસે પાસ થતી રહેજે.' હસતી સુભગાનું મોઢું પડી ગયું. એણે ડોકું હલાવતા ધીમે અવાજે કહ્યું, 'મોટાભાઈ કહે છે કે હવે વધારે નથી ભણવું.'

'કેમ? તું આવી સારી રીતે મેટ્રિક થઈ તો બી. એ. થતાં કશી મુશ્કેલી નહિ પડે.'

'પણ મોટાભાઈ તો કૉલેજમાં મોકલવાની જ વિરુદ્ધ છે. કહે છે કે ત્યાંના સંસ્કાર સારા નહિ.'

સુભગાના 'મોટાભાઈ' એટલે એના બાપા બહુ જ અસલી વિચારના હતા, તે મને ખબર હતી. આર્યસંસ્કૃતિના

પૂજક તરીકે પોતાને ઓળખાવતા. સુભગાને મેટ્રિક થવા દીધી તે પણ નવાઈ જેવું હતું. 'છોકરીને બહુ મન છે તો છો થતી,' એમ એ બહારથી કહેતા, પણ હું જાણતી હતી કે ખરું કારણ એ નહોતું. નાતના છોકરાઓ વગર ભણેલીને પરણવા તૈયાર થતા નહોતા, એ જ ખરું કારણ હતું. સમાજના મોભા પ્રમાણે એમની જ્ઞાતિ ઊંચી ગણાતી, પણ શિક્ષણ-સંસ્કારમાં તેવું કાંઈ નહોતું દેખાતું. મેટ્રિક સુધી ભણેલી છોકરી પણ એમની નાતમાં ભાગ્યે મળે એટલે સારામાં સારો મુરતિયો સુભગા માટે ઝડપી લેવાય એ જ એના શિક્ષણ પાછળનો હેતુ હતો. સુભગા જેવી સુશીલ, સુંદર, બુદ્ધિશાળી છોકરીને કાંઈ નહિ તો નાતમાં મળી શકે તેટલો સારામાં સારો વર મળશે એટલો સંતોષ હું અનુભવતી હતી. મેટ્રિક થઈ ગઈ એટલે હવે એના લગ્નની તૈયારીઓ ચાલવાની જ એમ મેં ધારી લીધું. આર્યસંસ્કૃતિના ઉપાસક એના પિતા એના લગ્નમાં સંસ્કારનું તત્ત્વ જરૂર જાળવશે એમ સૌ માનતાં.

હસતી સુભગાને જોવા ટેવાયેલી હું, આંખમાંથી આંસુનાં પૂર વહેવડાવતી એને ઓટલાના પગથિયાં ચઢતી જોઈ ખૂબ નવાઈ પામી જોઈ રહી. કંઈક અમંગળની શંકા પણ થઈ. સુભગા મારી સામે બેસી ગઈ અને મારા ખોળામાં માથું ઢાળી દીધું. એના વાંસા ઉપર હાથ ફેરવી મેં એને છાની રાખવા ઘણા પ્રયત્ન કર્યા; પણ એનાં ડૂસકાં ઉપરાઉપરી ચાલુ જ રહ્યાં.

'પણ સુભગા, બોલ તો ખરી, શું થયું? આમ મને

સમજણ શી પડે? તું ખુલાસો કરે તો કાંઈ ઉપાય પણ થાય.'

સુભગાએ મહાસુશ્કેલીએ અવાજ કાઢી કહ્યું:

'કશો ઉપાય થાય એમ જ નથી.'

'પણ બહેન, કાંઈ કહે તો હું જાણું ને, કે આટલું બધું શું છે?'

'મારું સત્યાનાશ વળી ગયું.'

હું ગભરાઈ ગઈ. જુવાનીમાં સુલભ એવી કાંઈ ભૂલ સુભગા કરી બેઠી હશે? વાત શી રીતે કઢાવવી તે સૂઝયું નહિ. હું નીચું જોઈ વિચારમાં પડી ગઈ હોવાથી દેવકોરબહેન ઘરમાં દાખલ થઈ મારી છેક નજીક આવીને ઊભાં હતાં તેનું મને ભાન નહોતું. સુભગાના છેલ્લા શબ્દો એમણે સાંભળ્યા હતા એટલે છંછેડાઈને બોલી ઊઠ્યાં, 'પરણીને સાસરે જવું તેમાં સત્યાનાશ વળી ગયું! બોલતાં શરમે નથી આવતી?'

મને પણ નવાઈ લાગી. આગળ અભ્યાસ નહિ થાય એ વસ્તુ તો સુભગાએ મને-કમને સ્વીકારી લીધી હતી; અને માબાપ પોતે પસંદ કરેલા વર સાથે આ ઉંમરે એને પરણાવી દેશે એ વિચાર તો એના મનમાં નાનપણથી દૃઢ રીતે રોપાયેલો જ હતો. એટલે હવે પરણવાની વાતમાં આટલું બધું રડવાનું ન હોય એ બાબત દેવકોરબહેન સાથે મારું મન પણ સંમત થયું. મેં સુભગાને વાંસે હાથ ફેરવતાં કહ્યું, 'માબાપનું ઘર છોડીને જતાં તો બધાંને દુઃખ લાગે, પણ તેમાં અત્યારથી આટલું બધું રડવાનું શું?

લગનની ખુશાલી જેવું તો કાંઈ હોય ને?'

સુભગા હવે બેઠી થઈ અને બોલી, 'પણ આવા લગનની શી ખુશાલી હોય?'

દેવકોરે ડોળા કાઢી કહ્યું, 'આવું લગન એટલે વળી કેવું? કાંઈ કોળાં–વાઘરાંને ત્યાં તો તને નાખી નથી ને? નાતનું સત્તર આની ઘર કહેવાય.'

મેં પૂછ્યુ, 'ઘર તો સારું હશે પણ વર સારો છે ને?'

'સારો જ છે તો,' દેવકોર ગર્જ્યાં. 'અજાણ્યો ક્યાં છે? આપણી લલિતાનો વર, જયકૃષ્ણ.'

હું સ્તબ્ધ થઈ ગઈ. લલિતા દેવકોરની મોટી છોકરી હતી અને એ સત્તાવીસ–અઠ્ઠાવીસ વરસની જુવાન ઉંમરે પક્ષાઘાતમાં ઝલાઈ ગઈ હતી. બેત્રણ વરસથી જાતજાતના ઉપાયો કરવા છતાં એને કશો ફરક પડ્યો નહોતો. મને એક ક્ષણ વિચાર આવ્યો, શું લલિતા ગુજરી ગઈ? પણ સાખપાડોશીની જુવાન છોકરીનું એના સાસરાના ઘરમાં પણ–મરણ થાય અને મને ખબર ન પડે? મેં અચકાતાં પૂછ્યું: 'જયકૃષ્ણ–કેમ શું થયુ?'

'જુઓ ને બેન, છોડી ત્રણ વરસથી ખાટલામાં છે. જમાઇ પણ હવે કંટાળે ને? એમનો યે શો વાંક? એટલે હવે એ બીજી કરવા માગે છે.'

હું સાંભળી રહી. મને અમારાં વિજુકાકીની ભાણેજ મીતા યાદ આવી. એનો વર પંદર વરસથી લકવામાં સપડાઈ ખાટલામાં સડે છે. મીતા કંટાળી નહિ હોય? પણ એવી સરખામણીઓ આપણા સંસારમાં કર્યોથી શો લાભ?

હું બોલી નહિ એટલે દેવકોર મારી નજીક 'હાશ' કરીને બેઠાં ને બોલ્યાં, 'પણ જમાઈ લાયક માણસ હોં! અમે સાંભળ્યું કે બીજી કરે છે તેવું તરત અમે પૂછયું ને માની ગયા. બીજો હોય તો જૂઠું બોલે, ગમે તેમ પણ પેટની દીકરી ને? અમારી આંતરડી તો કકળી પણ શું કરીએ? મેં લલીના મોટાભાઈને કહ્યું કે ગમે તેવી કપાતર શોક્ય મળશે તો બિચારીના ભોગ મળશે. એટલે એમને એકદમ સૂઝયું કે એના કરતાં આપણે જ સારી લાયક છોકરી શોધી આપીએ તો શું? ને બહાર ક્યાં શોધવા જવી? એટલા માટે જ સુભગાને ત્યાં દેવાનું નક્કી કર્યું. બહેનો–બહેનો સંપીને રહે એ ખરું ને નાની મોટીની ચાકરી પણ કરે.'

મારા મનને કેવો આઘાત લાગ્યો તે હું લખી શકતી નથી. દેવકોર બોલી રહેતામાં તો સુભગાની આંખોમાં આંસુનું પૂર ફરી ઊભરાયું.

દેવકોરે એને ધમકાવતાં કહ્યું: 'નકામી રોઈને બધાંને ઓશિયાળાં ન કર. અમે તારાં દુશ્મન તો નથી ને?'

મારાથી બોલ્યા વગર ન રહેવાયું, 'દેવકોરબહેન, નકામાં એને શું કામ વઢો છો? આવું ઠેકાણું તમે શોધો તો પછી એ રડે નહિ તો શું કરે?'

'કેવું ઠેકાણું છે? મારી લલીને કશું યે દુઃખ નહોતું.'

'પણ જયકૃષ્ણની ઉંમર હશે પાંત્રીસ–છત્રીસની અને સુભગા છે સોળ વરસની. આમ વીસ વરસે મોટો વર એને શી રીતે ગમે? જુવાન વરના કોડ એને નહિ હોય?'

'પણ મોટી બહેનનો વિચાર એણે કરવો જોઈએ ને? એને ખાતર એટલો ભોગ ન આપે તો બહેન શેની?'

આવી દલીલોનો શો જવાબ હોય? છતાં મે સુભગાને બચાવવા એક છેલ્લો પ્રયત્ન કરી જોયો, 'લલિતાને તમે તમારે ત્યા તેડી લાવીને રાખો. પછી જયકૃષ્ણ ભલે બીજી કરે.'

'પણ અમે ન હોઈએ ત્યારે એનુ કોણ? આ તો સુભગા એના ઘરમા જ હોય એટલે અમને નિરાત રહે ને!'

મોટીબહેનના કમનસીબ ખાતર પોતાના બાપ જેવડો વર અને સસારમા પગ મૂકતા જ શૌકય બનેલી બહેનના મંદવાડનો ખાટલો એ બે સુભગાને વેઠવાનાં? એના બાપને પણ સમજાવવાનો પ્રયત્ન મે કરી જોયો, પણ આર્યસસ્કૃતિમાં રહેલી ત્યાગ અને ભોગની ભાવના વિષે મોટુ ભાષણ સાભળી મારે પાછા આવવુ પડ્યું.

દોઢેક વરસ વહી ગયુ. દેવકોરબહેનને ત્યા દસ રૂપિયા-ની નોટના છૂટા માગવા હુ એક દિવસ ગઈ ત્યારે એ માથે હાથ દઈ ઉદાસ મોઢુ કરી બેઠાં હતાં. મે પૂછ્યુ: 'કેમ દેવકોરબહેન આમ છો? સાભળ્યુ છે કે સુભગાને સીમંત છે એટલે તો તમારે ખુશીમાં રહેવું જોઈએ. પેડા બેંડા ખવડાવશો ને?'

દેવકોરની આખમાથી આંસુ નીકળી પડ્યાં. પાલવથી લૂછતાં એ બોલ્યા, 'સુભગાના સીમંતની વાત તો ઠીક છે, પણ લલીની ફિકરમા હું તો બળી રહી છું.'

'કેમ, એની તબિયત કાઈ વધારે બગડી તો નથી ને?'

નીચું જોઈ દેવકોરબહેન ખૂબ ધીમે અવાજે બોલ્યાં,

'એને પણ મહિના છે. એનું આ ઝલાયલું શરીર સુવાવડ શી રીતે ખમશે?'

મારા પગ ત્યાં જ ચોંટી ગયા, બેભાનીમાં મેં હાથમાંની દસ રૂપિયાની નોટ ચોળીને ડૂચો કરી નાખી.

લલિતાની ફિકરમાં મુઝાઈને મરણને પથે પડેલાં દેવકોરબહેનના સ્વર્ગવાસને વરસ વીત્યું નહોતું, ત્યાં એમના છોકરાની વહુ મારે ત્યાં એક સવારે ત્રાજવાં–કાટલાં માગવા આવી. મેં પૂછ્યું: 'કેમ, શું છે આજે?'

'આ બાની વરસી છે ને, એટલે બ્રાહ્મણ જમવા તેડ્યા છે.'

'હજી દેવકોરબહેનને ક્યાં બાર મહિના થયા છે? વરસી વાળવાની એટલી ઉતાવળ કેમ?'

વહુ મોઢું મરડી, હસીને બોલી, 'વરસી વાળ્યા વગર લગન કેમ થાય?'

'કોનાં લગન? તારા નાના દિયરનાં? મને તો સગાઈ થયાની ખબરે કોઈએ નથી આપી. ખરાં છો, તમે પણ બધાં!'

'લો ત્યારે, તમે ય ખરાં પાડોશી છો! ગામમાં બધે 'હો–હો' થઈ ગઈ છે ને તમે જ નથી જાણતાં? બાપ પરણે પછી દીકરાના લગનની વાત ને!'

'આ શું બોલે છે, મંજુ! કોના બાપનાં લગન?'

'અમારા દિયરના બાપનાં–તમે એ જાણે સમજતાં નથી!'

'જા, જા, હવે મશ્કરી મૂક.'

મંજુ એકદમ ગંભીર થઈ ગઈ 'મશ્કરી હોત તો સારું જ તો! પણ આ તો અમારે બધાને ઢાંકણીમાં પાણી લઈને ડૂબી મરવાનું થયું છે ત્રણ દીકરા, ત્રણ દીકરી, એમના—એ વસ્તાર—છતાં ડોસાને આવું સૂઝ્યું'

'તમે કોઈએ વારવાનો પ્રયત્ન ન કર્યો?'

'અમે તો વહુવારુ કહેવાઈએ અમારે ત્યાં અસલી રિવાજ છે સસરા સાથે શી રીતે એવી વાત કરાય? તમારા ભાણેજોએ તો ઘણું કહ્યું મારા કાકાજીએ વાત સાંભળી તે છેક દિલ્હીથી અહીં મોટાભાઈને સમજાવવા આવ્યા હતા પણ માને કોણ? સુભગાબહેને તો લગન અટકાવવા ઉપવાસ પણ કરવા માંડ્યા, પણ ડોસા કહે કે 'બાપના ઘડપણના સુખ ખાતર તમે ભોગ ન આપો તો છોકરા થયા શા કામના? રામચંદ્રજીએ બાપને ખાતર કેટલો ત્યાગ કર્યો હતો?'

'બરાબર છે છોકરાએ રામચંદ્રજીનો દાખલો લઈ બાપને ખાતર ત્યાગ કરવો, પણ બાપે એમનો દાખલો લઈ એકપત્નીવ્રત પાળવાની જરૂર નહિ?'

'નવું રમકડું મળતું હોય તો શું કામ એકપત્નીવ્રત રાખે?' મંજુ બોલી

'મારી સાથે એમણે આપણી જૂની આશ્રમવ્યવસ્થા વિષે કેટલીયે ચર્ચા કરી છે એ તો એના ખૂબ વખાણનારા છે એ પ્રમાણે તો હવે એમને વાનપ્રસ્થ થવા વારો આવ્યો ગણાય ને વળી નવા ગૃહસ્થાશ્રમની દુગ્ધામાં કયાં પડે છે?'

'મુગ્ધા મળે છે ને તમે એને દુગ્ધા કહો છો?'

'આટલી ઉંમર ને આટલો વસ્તાર છતાં એમને મુગ્ધ કરનારને પણ ધન્ય છે કોણ છે! એવાં ?'

'અમને તો કશી ખબર નથી. સાંભળ્યું છે કે કોઈ ગામડાની ગરીબ માબાપની કન્યા છે.'

'ઠીક ત્યારે, ગરીબનો ઉદ્ધાર કરવા તમારા સસરા મોટો ત્યાગ કરે છે એમ! એ તો ત્યાગ ને ભોગ વિષે જ રોજ ભાષણો આપે છે ને! ઘરની શાંતિનો ત્યાગ તમે બધાં કરશો અને ભોગ એ ભોગવશે!'

*

ખારાકૂવા ગામના સામાજિક કાર્યકરોએ નવરાત્રમાં એક ઉત્સવની ગોઠવણી કરી હતી. શહેરમાંથી અમને થોડાં જણને ભાષણો કરવા બોલાવ્યાં હતાં. ગામના પ્રતિષ્ઠિત છોટુભાઈને ઘેર અમને ઉતારો આપ્યો હતો.

અમે બપોરે ત્રણેક વાગે ખારાકૂવા પહોંચ્યાં અને ચા પી તરત સ્ત્રીઓની સભામાં ગયાં. ભાષણ સાંભળવા કરતાં કદાચ વધારે તો શહેરમાંથી આવેલી ભણેલી સ્ત્રીઓને જોવાના કુતૂહલથી સ્ત્રીઓએ મોટી સંખ્યામાં હાજરી આપી હતી. આપણા સમાજનાં જાતજાતનાં અનિષ્ટો વિષે અમે બધાંએ વિવેચન કર્યું. અમારામાંનાં કૌશલ્યાબહેને પુરુષવર્ગના વર્તનની ખૂબ ટીકા કરી. મેં સ્ત્રીઓની ગુલામીવૃત્તિ અને અનાથપણાની ભાવનાની ઝાટકણી કાઢી એને જ બધાં અનિષ્ટોનું મૂળ ગણી. સાંભળનારાંએ તો બધાં ભાષણને તાળીઓથી વધાવ્યાં.

સભા પૂરી થયે અમે છોટુભાઈને ઘેર આવ્યાં અને અમારા બેમાંથી કોનો મત ખરો અને અનિષ્ટો માટે બીજું પણ કોણ જવાબદાર તે સંબધી કાયકર્તાઓ સાથે ખૂબ ચર્ચા ચાલી. એટલામાં છોટુભાઈએ ઘડિયાળ સામું જોઈ પોતાનાં પત્નીને કહ્યું:

'રાતની સભામા આ બધાને પાછું જવાનુ છે હો! વાતોનાં વાળુથી પેટ નહિ ભરાય.'

છોટુભાઈનાં પત્ની ગગાબહેન હસીને ઊઠ્યાં. હું અને કૌશલ્યાબહેન પણ એમની પાછળ 'લાવો તમને મદદ કરીએ,' કહેતાં ગયા. ગગાબહેને કહ્યું, 'ના, ના, આમ એક દિવસ તમે આવો ને તમારી પાસે કામ કરાવાય?'

તો યે અમે તો રસોડાની સામે પાટલા નાખી બેઠાં, ગગાબહેને ઘણી ના કહી છતા અમે શાક સમારવા માંડ્યુ. મારી નજર આંગણામાં પડતા બારણાં તરફ ગઈ. બહાર એક ખાટલો ઢાળેલો હતો. તેમાં એક જુવાન સ્ત્રી મોટા તકિયાનો ટેકો લઈ બેઠેલી હતી. મેં ગંગાબહેનને પૂછયું 'આ કોણ?'

ગંગાબહેન દબાયલે અવાજે બોલ્યાં, 'મારી દીકરી.'

અમને નવાઈ લાગી કે અમે મહેમાન થઈને ગંગાબહેનને કામમાં મદદ કરીએ છીએ અને આ જુવાન છોકરી પૂછતી સરખું નથી? કદાચ સાવકી દીકરી હોય અને ગંગાબહેન સાથે ન બનતું હોય?

કૌશલ્યાબહેને કહ્યુ, 'તમે ઘરનાં બધાંની ઓળખાણ કરાવી ને આ બહેનને તો બહાર પણ ન બોલાવ્યાં?'

ગંગાબહેને પાલવથી આંસુ લુછ્યાં. અમને જરા ક્ષોભ

લાગી, પણ પછી ગળું ખોંખારી ગંગાબહેને જ કહ્યું, 'શી રીતે બોલાવું? બિચારીથી ઉઠાય છે જ કયાં?'

'કેમ કાંઈ શરીર ઠીક નથી રહેતું?'

ગંગાબહેન ગળગળા સાદે બોલ્યાં, 'શરીરની તો વાત જ શી કરવી? બિચારીની કમ્મર જ ભાંગી ગઈ છે!'

'હેં! શું થયું? કાંઈ મોટર–બોટરના અકસ્માતમાં આવી ગયાં?'

'અકસ્માત તો અમારી નાતમાં જનમ લીધો એ ગણો તો ખરો.'

'અમને તો આમાં કાંઈ સમજણ પડતી નથી; પણ તમારે ન કહેવું હોય તો અમે તો નહિ પૂછીએ,' મેં કહ્યું.

'એમાં સંતાડવાનું શું છે? આખું ગામ જાણે છે. એના વરે મારીને હાડકાં ભાંગી નાખ્યાં!'

'પણ એવા કસાઈપણાનું કાંઈ કારણ?'

'અમારે ઘેર પૈસાનાં ઝાડ નથી ઊગ્યાં એ કારણ! આમે ય અમે અમારી લગભગ અડધી જમીન ગીરો મૂકી આને પરણાવી. મોટું કુળ અમે જોયુ એટલે એમ થયું, કે દીકરીને મહેણું સાંભળવા વારો ન આવે તો સારું. તેથી કપડાં, દાગીના, રોકડ, જમણની વાનગીઓ, કરિયાવરનો સામાન બધું વેવાઈઓને મોંમાગ્યુ–અરે એથી સવાયું આપ્યું, પણ એમને તો લોભ લાગ્યો. વારેવારે આને પિયર કાઢી મૂકે ને 'ફલાણું–ઢીકણું લઈને આવજે, નહિ તો ઘરમાં નહિ પેસવા દઈએ,' એમ કહે. થોડાં વરસ તો અમે નભાવ્યું, પણ પછી તો હદ આવી. અમારે હજી બીજી દીકરી પરણાવવાની છે, છોકરા

ભણાવવાના છે અને ઘડપણમાં અમારે પોતાને ખાવાયે કાંઈ કાંઈ જોઈએ કે નહિ ? એટલે વેવાઈએ આગળ હાથ જોડ્યા, કે 'હવે માફ કરજો–વધારે કશુ આપવાની અમારી શક્તિ નથી ' બસ, એની ઝાળ આ ગાય જેવી છોકરી પર કાઢી જમાઈને એની માએ ઉશ્કેર્યો આને બેત્રણ મહિના ચડ્યા હતા, એવે વખતે લાઠીનો માર માર્યો ' બોલતાબોલતા ગંગાબહેન જોરથી રડી પડ્યા અમે એમને આશ્વાસન આપી જેમતેમ શાંત કર્યા.

કૌશલ્યાએ પૂછ્યું, 'તમે પછી જઈને બિચારીને તેડી લાવ્યા હશો નહિ ?'

'અમને તો કશી ખબર સરખીયે કોણ આપે ? એક દિવસ ગાડુ આવીને અમારા ઘર આગળ ઊભુ રહ્યું ને ગાડાવાળાએ વેવાઈનો કાગળ આપ્યો એમા લખ્યુ હતું કે 'એક તો ભિખારી બાપની દીકરી ને ઉપરથી કામકાજ કરે નહિ, તેને મફતમા બેઠાબેઠા ખવડાવવાનું અમને પરવડે તેમ નથી, માટે તમારી છોકરીને મોકલી દીધી છે તે સભાળી લેજો '

મે ઉશ્કેરાઈને કહ્યુ 'વાહ રે ! પોતે અપગ કરી મૂકી ને ઉપરથી આવો શરપાવ ?'

ગગાબહેન કશું બોલ્યા નહિ કૌશલ્યાએ કહ્યુ, 'મમતના માર્યા આના હાડકા ભાગ્યા, પણ હવે સાસુને હાથે કામકાજ કરવું પડતું હશે ત્યારે ખબર પડતી હશે '

ગગાબહેન બોલી ઊઠ્યા, 'હાથે શું કરવા કરે ? એમને તો ક્યારનીયે બીજી કન્યા મળી ગઈ!'

અને અમારી ચર્ચા મને યાદ આવી સમાજના અનિષ્ટો

માટે કોણ જવાબદાર? ગંગાબહેનની વેવાણ જેવી દુષ્ટ સ્ત્રીઓ, એમના માવડીમુખા જમાઈ જેવા પુરુષો કે કુળના મોહમાં તણાઈ દીકરીને કહેવાતે મોટે ઘેર પરણાવનાર છોટુભાઈ અને ગંગાબહેન જેવાં માબાપ? કે એથી યે વધીને એક સ્ત્રીના આવા હાલ થયા જાણવા છતાં સામા પૈસા આપી બીજી દેનારાં માબાપ? કે પછી બધાં અનિષ્ટો ઉપર 'આર્યસંસ્કૃતિ'નાં ગુણગાનનું ઢાંકણું ઢાંકનાર સમાજ?

## [ ૨ ]

### કુળની આબરૂ તો રહી!

હરકોરબા ધમધમ કરતાં પોતાના નાનાભાઈના ઘરમાં પેઠાં ને હીંચકે બેસી ભાઈને બૂમ પાડી. પિસ્તાળીસ વરસના ભાઈ, સ્વતંત્ર આવકવાળા, ચારપાંચ મોટાં છોકરાંના બાપ ડરતાડરતા આવ્યા. હરકોરબાએ પૂછ્યુ: 'કેમ પછી સુમિત્રાની સગાઈનું શું કર્યું? ઓણ લગન કર્યા વગર નહિ ચાલે ને સારા કુળવાન વર કાંઈ આપણી વાટ જોઈને બેસી રહે?'

ભાઈએ કહ્યું, 'દેવની શેરીવાળા રામશંકરના વચલા છોકરાના ગ્રહ મંગાવ્યા છે ને સુમિત્રાના ગ્રહ સાથે મળે છે.'

હરકોરબાનુ મોઢું પ્રસન્નતાથી ઝળકી ઊઠ્યું: 'બહુ જ સારો ઘાટ બેસાડ્યો. કુલ એકસો ને એક ટકા જેવું કહેવાય.'

ભાઈએ નીચું જોઈ બીતાંબીતાં કહ્યુ: 'જરા ભણતરનુ કજોડું કહેવાય, સુમિત્રા મેટ્રિકમાં છે ને છોકરો ચોથી અંગ્રેજીમા બે વાર નાપાસ થઈ ઊઠી ગયો છે.'

હરકોરબા ગાજી ઊઠ્યાં: 'હા! હા! ભણતર–ભણતર કર્યા કરો! ભણતરની ઘેલછામા મોટાભાઈએ તડ બહાર છોકરી દીધી ને આપણા કુળનું નાક વાઢી નાખ્યુ.'

'પણ જમાઈ તો મોટાભાઈને બહુ સારો મળ્યો. દાક્તર થયેલો છે ને મુબઈમાં મોટી હોસ્પિટલમા નોકરીમાં છે. સ્વભાવે પણ બહુ સારો છે. બધી રીતે લાયક છે.'

હરકોરબાએ ત્રાડ પાડી કહ્યું, 'તેથી કશું રંધાયુ? તડ બહાર કન્યા દીધી તે અમારે તો ઢાંકણીમાં પાણી લઈ ડૂબી મરવાનું થયુ. હવે તારે પણ એ રસ્તો લેવો હોય તો કહી દે, એટલે કુળની આબરૂ જે કાંઈ બાકી રહી હોય તે પૂરી થાય.'

ભાઈએ નમ્રતાથી કહ્યુ, 'ના, ના, મારો વિચાર એમ તમને દૂભવવાનો નથી જ, તેથી જ તો રામશકરનુ ઘર પસદ કર્યું.'

'બસ, ત્યારે હવે લગન ને લાપસી સાથે જ. માગશર મહિને વહેલામા વહેલા મૂરતે લગન કરી નાખો!'

આ વાત ચાલતી હતી, ત્યાં અદર પરસાળમાંથી ડૂસકાં સભળાયા. હરકોરબાએ કાન સરવા કરી પૂછ્યું, 'કોણ રડે છે એ?'

ભાઈ ચૂપ રહ્યા. ભાભી મો આડુ કરી આંખો લૂછવા માડ્યાં.

પણ ભાઈનો ચૌદ–પદર વરસનો છોકરો સતીશ બોલી ઊઠ્યો, 'એ તો સુમિત્રાબહેન રડે છે.'

હરકોરબાએ નવાઈ પામી પૂછ્યુ, 'શું થયું તે રડે

છે? લગનની વાતથી ખુશી થવું જોઈએ તેને બદલે રોઈને અપશુકન કરે છે?'

સતીશ બોલ્યો, 'રામશંકરને ત્યાંના સંબંધની વાત સાંભળી ત્યારથી રડ્યા જ કરે છે. એ ઠેકાણું એને ગમતું નથી.'

હરકોરબાનો મિજાજ ફાટી ગયો, 'હેં! શું બોલ્યો? મગમાંથી વળી પગ નીકળ્યા! આવડી અંગૂઠા જેવડી ને ગમે શું ને ન ગમે શું? મોટાં કહે તેમ કરવાનું.'

સતીશે કહ્યું, 'સુમિત્રાબહેન કહે છે કે રામશંકરનો છોકરો ભણ્યોયે નથી ને કશો નોકરીધંધો પણ કરતો નથી, કરે એવો પણ નથી. સ્થિતિ પણ છેક સાધારણ છે. એ ઠેકાણે મને ન નાખશો, એમ કહ્યા કરે છે.'

હરકોરબાએ જોરથી બૂમ પાડી કહ્યું, 'બોલાવ જોઉં સુમિત્રાને મારી સામે! મારે મોંએ કહે તો ખરી કે આ વર નથી ગમતો! પછી જોઈ લઉં.'

રડતી સુમિત્રાને પાણોટાં પકડી, ઘસડી, હરકોરબા બહાર લાવ્યાં. વિરોધ પોકારવા માટે ખૂબ ધમકાવી, વડીલોની આમન્યા તોડશે તો અનેક જાતના જુલમ કરવાની ધમકી આપી, પચાસ વરસનાં ફોઈએ સોળ વરસની કન્યા પાસે પરણવાની પરાણે હા કહેવડાવી.

સારે મુહૂર્તે ભણેલી, ચાલાક, સંસ્કારી સુમિત્રાનું લગન ઠોઠ, અણઘડ, નમાલા વર સાથે થયું. હરકોરબાએ સંતોષથી કહ્યું, 'ચાલો કુળની આબરૂ તો રહી!'

*

મા વગરની ચંદ્રિકાનો ભાર માથા પરથી ઉતારવા મોતીલાલ ખૂબ આતુર હતા. જ્ઞાતિના શ્રીમંત કુટુંબનો લાડકવાયો પુત્ર શોધી સગાઈ કરી. પણ એ છોકરા–જુગલ કિશોરે તો પહેલેથી જ કહી દીધું, કે 'મને આ સંબંધ પસંદ નથી.' છતા એના માબાપે અને મોતીલાલે માન્યુ, કે, કરેલો સંબંધ તોડવો તે કુળની આબરૂ ખોવા જેવું ગણાય. જુગલકિશોરની ઘણી નામરજી છતાં માબાપે સમજાવી, ફોસલાવી, લાલચો આપી લગ્ન કરી દીધું મોતીલાલે માન્યુ કે સાપનો ભારો સાચવવો મટ્યો. જુગલ-કિશોર શ્રીમંતનો પુત્ર એટલે શોખીન ખરો. દિવસ કરતાં રાત્રે બહાર ફરવુ વધારે ગમે ચંદ્રિકાથી કશું પુછાય નહિ, બોલાય નહિ. એક વખત એને સુધારવાનો પ્રયત્ન કર્યો, એટલે જુગલકિશોરે એને પિયર કાઢી મૂકી.

નમાથી ચંદ્રિકા પાછી વૃદ્ધ બાપને આશરે પડી છે બાપ હજુ યે આ ભારથી મુક્ત થવાના ફાંફાં મારે છે. જુગલકિશોરનાં માબાપ વહુ અને વેવાઈ પર ગુસ્સે છે. આમ આ સંબંધમાંથી કોઈએ લાભ મેળવ્યો નથી. માત્ર સગાઈ ન તોડવાથી કુળની આબરૂ તો રહી!

*

રાજાશાહીના વખતની વાત છે.

હિંમતસિંહના ડેલામાં ડાયરો ભરાયો હતો. કસૂંબા પાણી ચાલતાં હતાં. ત્યાં કેસરીસિંહજીએ આવી વધામણી આપી કે અમારી ભત્રીજીનું વેવિશાળ પીપરીઆના ઠાકોર વેરે કર્યું. સૌ બોલી ઊઠ્યા, 'વાહ! બહુ ઊંચું કુળ મળ્યું તમને હો!'

કેસરીસિંહજીએ કહ્યું, 'અમને તો દીકરીની બહુ ચિંતા હતી. અમારા કરતાં ઊંચું કુળ મળવું મુશ્કેલ, પણ ઈશ્વરે જ લાજ રાખી.'

એક જુવાનિયો બોલ્યો, 'પણ પીપરીઆના ઠાકોરને તો ઠકરાણાં જીવે છે.'

એક વૃદ્ધે કહ્યું, 'તેમાં શું થઈ ગયું? કુળવાન હોય ત્યારે જ એમ છતી બાયડીએ કોઈ સામે દેવા આવે ને? નીચા કુળનાને કોણ પૂછે?'

બીજો કોઈ બોલ્યો, 'પણ ઠાકોરનો દીકરો છેક માથાભારે થઈ ગયો છે હો! માબાપને પણ પાલવવો મુશ્કેલ પડે છે. વસતીને પણ ત્રાહ્યતોબા પોકરાવે છે.'

કેસરીસિંહજી છેડાઈ ને બોલ્યા, 'તેમા આપણે શું? એ જાણે ને એનાં માબાપ જાણે. ખોટનો દીકરો હોય તે જરા મોંએ ચઢાવેલો પણ હોય. મોટો થશે એટલે એની મેળે સીધો થઈ જશે.'

વળી ત્રીજાએ કહ્યું, 'પીપરીઆ ઠાકોરને જરા પીવાનું વ્યસન તો સારી પેઠે. વળી રોજ સવારે કસૂંબા–પાણી પણ જોઈએ.'

ત્યાં વળી કેસરીસિંહનો સગો ગાજી ઊઠ્યો, 'બેસો હવે! રજપૂતનો દીકરો અફીણ–દારૂનાં વ્યસનો નહિ રાખે તો કોણ બ્રાહ્મણ–વાણિયા રાખશે? એમાં કોઈના બાપનું શું જાય છે?'

એક જણે ધીમેથી કહ્યું, 'પણ સાંભળ્યું છે કે ઠાકોર એક વાર પીને રસ્તામાં પડ્યા હતા, ત્યારે કોઈ કોળીએ

એમનું નાક કાપી લીધું હતું–કેળવણીની બાબતમાં કાંઈ પંચાત થઈ હતી તેના વેરમાં.'

કેસરીસિંહજીના પક્ષપાતીએ કહ્યું, 'હા, એ જરા ખોટું કહેવાય પણ એમ બધું જ સારું તો ક્યાંથી મળે ? બહુ ઊંચું કુળ જોવા જઈએ એટલે કાંઈ ને કાંઈ કસર તો નીકળે જ. જુઓને ચંદ્રમામાં પણ લાંછન તો છે જ ને! પણ દીકરીને આવું ઊંચું કુળ મળ્યું તેથી કેસરીસિંહજીના કુળની આબરૂ તો રહી !'

## [ ૩ ]

### હજી યે આવું બન્યા કરે છે!

તખુભા વ્યસની હતા. સગાંવહાલામાં કાંઈ પ્રસંગે ગયા. ત્યાં એમને આગ્રહ કરી ખૂબ દારૂ પિવડાવી ચકચૂર બનાવ્યા. જ્યારે ભાન આવ્યું ત્યારે એક કાગળ જેના પર એમણે પોતાની સહી કરી આપી હતી તે બતાવ્યો. ગામના એક માણસની કન્યા પોતે કાંઈ પણ પહેરામણી સિવાય ગ્રહણ કરવાનું એમા લખી આપેલુ. તખુભા ગભરાયા તો ખરા; કારણ પોતે વૃદ્ધ હતા અને ઘેર પ્રૌઢ ઉંમરનો પરણેલો દીકરો બેત્રણ છોકરાનો બાપ હતો. પણ સામા માણસોએ દાદાગીરી કરવા માંડી, એટલે તખુભાને વચન આપવુ પડ્યું કે કાં તો હું પરણીશ કે કા તો દીકરા લખુભાને એ કન્યા પરણાવીશ. ઘેર આવી વાત કરતા પુત્રે પણ ઘરમાં કકાસ ઘાલવા નામરજી બતાવી: બે સ્ત્રીનુ પોષણ કરવાની અશક્તિ પણ ખરી, પણ તખુભાએ ઘણી કાકલૂદી કરી. કુળવાનનુ (ચકચૂર દશામાં

આપેલુ ) વચન મિથ્યા થાય તો સાત પેઢીની આબરૂ જાય એમ દલીલ કરી! લખુભા લગ્ન નહિ કરે તો છેવટે પોતાને એ કન્યા સાથે પરણવું પડશે એવો નિશ્ચય જાહેર કર્યો લખુભાને લાગ્યુ કે પોતાની દીકરી થાય એવડી કન્યાને ઘરમા મા તરીકે આણવા કરતા તો પત્ની તરીકે આણવી જ સારી, એટલે છેવટે લગ્ન કરી બાપની આબરૂની રક્ષા કરી. ઘરમા જૂની અને નવી રોજ કડછી, તવેથાથી મહાભારતનું યુદ્ધ ભજવી બતાવે છે, પણ કુળવાનનુ વચન તો રહ્યુ !

*

× × × બહેન પાસે હું બેઠી હતી, ત્યા એમના સબધી કેટલાક બૈરા મળવા આવ્યા એમાની એકે કહ્યુ, 'આ આપણી નાનીની સગાઈ છેવટે નક્કી થઈ ગઈ ગામના ઊચા કુટુબનો છોકરો છે એ લોકો કન્યા જોવા માગતા હતા સામા આપણાથી તો બતાવવા જવાય નહિ ને અહી જોવા આવે તો એમનાથી પછી ના કહેવાય નહિ, એટલે અમે ગામ ગયા ત્યા આવીને એ લોકો કન્યા જોઈ ગયા ' બહેને પૂછયુ, 'તમે છોકરો જોયો?' તે બાઈએ કહ્યુ, 'ના, આપણે કન્યાના માબાપ, આપણાથી કેમ એવી માગણી કરાય?'

બહેને પૂછયુ, 'છોકરો શુ કરે છે?'

'ત્યા જ કાઈ નોકરીમા છે '

'શી નોકરી છે?'

'ખબર નથી '

'પગાર કેટલો મળે છે?'

'ખબર નથી '

'ઉંમર કેટલી છે?'

'બરાબર ખબર નથી. હશે વીસ–પચીસ.'

'કેટલું ભણ્યો છે?'

'ખબર નથી. કોઈ કહેતું'તું કે મેટ્રિક કે એવો કાંઈ છે. વખતે બી. એ. પણ હોય. લગન કરીને અમેરિકા જવાનો છે એમ સાંભળ્યુ છે.'

'શું શીખવા?'

'ખબર નથી.'

'પોતાના પૈસા ખરચી જઈ શકે એવી સ્થિતિ છે કે કોઈ મોકલે છે?'

'ખબર નથી.'

આ 'ખબર નથી' નો અંત જ નહોતો. છેવટે બહેને પૂછ્યુ. 'તમે ત્યારે કોની ભલામણથી સગાઈ કરી?'

'આપણી નાતમાં પેલાં ચંપાબહેન છે ને, તે એ જ ગામમાં પરણ્યા છે. એ એના મોટાભાઈને ઓળખે છે ને તે બહુ સારો છે એમ કહેતાં હતાં. મોટો સારો છે એટલે નાનો સારો જ હશે ને!'

બહેને નિસાસો નાખી વધારે પૂછવાનું માંડી વાળ્યું.

*

કેસર પોતાની પહેલી સુવાવડ કરવા પિયર ગઈ હતી. કમનસીબે તેને છોકરી જન્મી. નાતમા મોટી પહેરામણીનો રિવાજ અને સ્થિતિ સાધારણ એટલે બિચારીએ ઘણા નિસાસા નાખ્યા ને મનમાં બળીને બેસી રહી. છોકરી દોઢેક મહિનાની થઈ ત્યાં એનું નસીબ ફરી વળ્યું. એનો વર તાવમાં સપડાઈ

મરણ પામ્યો. સાસુ અને જેઠનું કહેણ આવ્યું કે 'દીકરીને દૂધપીતી કરીને પછીજ અહીં ધણીનું લૌકિક કરવા આવજે. અમારી પાસે તારી છોકરી પરણાવવાના પૈસા નથી. જો છોકરી જિવાડવી હોય તો પિયર જ રહેજે. અમારે તારું કામ નથી.' આ તરફ પિયરમાં માબાપ તો હતાં નહિ. ભાઈ–ભોજાઈએ લોકલાજે સુવાવડ કરેલી, પણ ક્યારે કેસર અહીંથી જાય એ માટે તલપાપડ થઈ રહેલાં; એટલે હવે એને બીજો આરો જ નહોતો. ઘરમાં ઘરડા કાકાને અફીણનું બંધાણ હતું. તેમણે ઘૂટેલા કસૂંબામાંથી મોટો ચમચો ભરી પુત્રીને પાઈ દીધું! જીવનના એકના એક આધારરૂપ પુત્રીનુ બલિદાન દીધું. શેને ખાતર? કુળવાનની રીતે પરણાવવાના કુટુંબીઓ પાસે પૈસા નહોતા!

*

××× બાને હું એક દિવસ મળવા ગઈ, ત્યારે એક નવાઈ જેવું દૃશ્ય જોયુ. આગલા ને પાછલા ઓરડા વચ્ચેનાં બારણાંનું એક બાર ઉઘાડું હતું. તેમાં ખુરસી મૂકી એ બેઠાં હતાં. એમના પગ પાસે શેતરંજી પર એક સો ટકા પાકો વેપારી દેખાતો માણસ બેઠો હતો. બીજું બારણું બંધ હતું. તેની પાછળ અંદરના ઓરડામાં કાળુ લૂગડું પહેરલી એક સ્ત્રી બેઠી હતી અને ધીમેધીમે કાંઈ બોલતી હતી........બા એનું બોલેલું પેલા માણસને કહી સંભળાવતાં હતાં. એમણે ખુલાસો કર્યો, 'આ મારાં નણંદ છે. સ્ટેટનાં ઠકરાણી છે ને દીકરીને માટે વર શોધવા આવ્યાં છે.' મેં પૂછ્યુ, 'તમારાં નણંદ? તમે તો કહેતાં હતાં કે તમારે કોઈ નણંદ નથી.' બાએ

હમીને કહ્યું, 'સગાં નણદનહિ. મારા સસરાના ભાયાતની દીકરી એ ઠાકોરને પરણાવેલાં. તે તો નાની ઉંમરમાં ગુજરી ગયાં. પછી આમની સાથે ઠાકોર પરણેલા. અમારામાં તો એ નણંદ જ કહેવાય.'

મેં પૂછ્યુ, 'આ ભાઈ કોણ છે?'

તેમણે કહ્યું, 'મારી ઓળખાણના ઝવેરી છે. ઘણાં રજવાડામાં એમને ઓળખાણ ને લાગવગ છે. મારાં નણંદ બિચારાં વિધવા છે. છોકરીઓને પરણાવવાની મોટી મુશ્કેલી છે. ઠાકોર ગુજરી ગયા છે, ને દિયર ગાદી પર છે. હું અહીં છું એમ ખબર પડી ને મુંબઈમાં ઘણાં રજવાડાંનાં માણસો આવે જાય; એટલે કદાચ જોગ બેસી જાય એમ ધારીને આવ્યાં છે. આ ભાઈની સિફારસથી કાંઈ પત્તો લાગે એમ ધારી એમને બોલાવ્યા છે. બહેનબા તો પડદો પાળે છે એટલે વાતચીત મારે કરવી પડે છે.'

કેટલીક વાતચીત થયા પછી છેવટે ઠકરાણીએ કહ્યું, 'ભાભી, એમને કહો કે બને તેટલું સારું શોધે. પછી આગળ તો નસીબ છે.' બસ! મા તરીકેની ફરજ પૂરી થઈ!

ભૌતિક વિજ્ઞાન (અં. ફીઝીક્સ)ના નિયમ પ્રમાણે પરસ્પર વિરોધી અને પૂરક બળો એકઠાં થાય, ત્યારે શક્તિઓનો એક સમાતર ચોખૂણ રચાય છે. અહીં પણ તેવું જ એક ચોકઠું રચાતું હતું. પડદાની આડમાં બેઠેલી માતા, દુભાષિયા પણું કરવા સિવાય બીજો જેને રસ નહોતો એવી વ્યવહારમાં મનાતી ભાભી, ઝવેરાતના ધંધાને નામે લગ્નોની દલાલી કરી ખીસા ભરનાર વેપારી અને હજી અજ્ઞાત રહેલો વરપક્ષ—એ

બધાં ચારે તરફથી ખેંચાતાં-ધકેલાતાં બળોથી રચાયલા ચોકઠામાં વરકન્યા મારીમચડીને પોતાનું જીવન ઠોકી બેસાડશે અને રૂઢિચુસ્તો કહે છે કે જૂની લગ્નપ્રથા જ સારી છે. જુવાનિયા મોહમાં તણાઈ ગમે તેવી પસંદગી કરી બેસે!

## [૪]

### એ તો શ્રદ્ધાની વાત છે!

આસો સુદ સાતમનો દિવસ હતો. અંબાશંકર કાકા ઘરનાં નાનાં બાળકોને એકઠાં કરી કહેતા હતા, 'જુઓ, કાલે માતાજીની આઠમ છે. આપણે હવનની તૈયારી કરવાની છે. આજકાલ માળી લોકોની ફાટનો પાર નથી રહ્યો. એટલે વેચાતાં ફૂલ લેવાનું પરવડે નહિ; માટે સવારે વહેલાં ઊઠીને આસપાસના બધા બંગલાના બગીચામાંથી બને તેટલાં ફૂલ તોડી લાવજો.'

નાની વિમળા બોલી ઊઠી, 'પણ દાદાજી, કોઈ બંગલાવાળાં અમને ફૂલ તોડવા દેતાં નથી ને કાઢી મૂકે છે. ને પેલાં ચંદ્રાબહેન તો ઉપરથી કહે છે કે ચોરેલાં ફૂલ ચડાવ્યાથી કાંઈ દેવ રાજી થાય?'

અંબાશંકર કાકા ચિડાઈ ને બોલ્યા, 'જોઈ આજકાલની ચંદ્રી. અંગ્રેજી ભણી એટલે છકી ગઈ. પોતાને આસ્થા નહિ ને બીજાં કરે તેની ટીકા કરતાં એકલું આવડ્યું. તમે તમારે અંધારામાં જ એના બાગમાં જજો ને, એટલે એને ખબર નહિ પડે. બધેથી બને તેમ વહેલાં-લોકોના ઊઠતા પહેલાં ફૂલ લઈ આવજો. અંદરઅંદર વાતો કરી નકામાં ગરબડ

કરી ના મૂકશો, સમજ્યા બે ટોપલી ફૂલ વગર નહિ ચાલે '

બીજે દિવસે હવનટાણે આખા મહોલ્લાના લોકો અબાશંકર કાકાને ઘેર એકઠા થયા હતા વેદીની આસપાસ કેળના થાંભલા દાટી વચ્ચે ફૂલના તોરણ બાધ્યા હતા વેદી પણ ફૂલથી શણગારેલી બીજી પણ થાય એટલી શોભા ફૂલથી કરેલી સૌ જોનારા છૂટે મોએ વખાણ કરતા હતા બજારમા આટલા મોઘા ફૂલ હોવા છતા આટલી છૂટથી વાપરેલા જોઈ સૌ કહેતા, ' એ તો શ્રદ્ધાની વાત છે!'

*

ચદાગૌરી રસોઈ કરતા હતા સામે ચોકમા બેસી એમના છોકરાની વહુ બરણીમાથી ઘી કાઢતી હતી તેણે ઘી સૂઘી કહ્યુ, ' બા, હવે તો આ ઘીમા બહુ વાસ આવે છે નાનુભાઈ ચાર દિવસથી બૂમ પાડે છે કે રોટલી ભાવતી નથી '

ચદાગૌરી બોલ્યા, ' હવે બહુ જૂનુ થયુ તે વાસ તો આવતી હશે કાઈ નહિ, પૂરીઓ તળવામા વાપરીશું '

વહુએ કહ્યુ, ' ના, બા, એમા પણ નહિ વપરાય '

' કાઈ નહિ ત્યારે, ડબામા ભરીને દેરાસરમા મૂકી દો આ ચાર દિવસ પછી શ્રાવણ મહિનો બેસશે આપણે આખો શ્રાવણ મહિનો અખડ ઘીનો દીવો કરવાનો દર વરસે નીમ છે, એટલે કામ આવશે મને જરા ફિકર હતી કે આ દોઢ પાશેરના ઘીમા વળી દીવા માટે ક્યાથી લાવીશુ ને નિયમ તોડવો પડશે કે શુ? પણ હવે આ ઘી વાપરી કાઢીશું '

શ્રાવણ મહિનો આવ્યો બોરા ઘીનો દીવો પ્રકટાવીને ખાસ બનાવેલી જાળીની પેટીમા મૂક્યો એક દિવસ ચદ્રા

ગૌરીની બહેનપણી આવી, દેરાસરનો દીવો જોઈ તેણે કહ્યું, 'ચંદાબહેન, તમે ઠીક આ મોંઘા ઘીમાં પણ દીવાનો નિયમ રાખ્યો છે.'

'હા, બા, દેવસેવામાં કાંઈ એમ કસર કરાય? આ અમારાં નણંદ ઘી મોંઘું થયું ત્યારથી વેજીટેબલ ઘીનો દીવો કરે છે, પણ આપણે એવું ના ચાલે.'

બહેનપણી બોલી, 'એ તો શ્રદ્ધાની વાત છે.'

*

દિવાળીના દિવસ નજીક આવ્યા હતા. જમનાબા પોતાના દીકરાને કહેતાં હતાં, 'દિનેશ, હવે ઠાકોરજીના અન્નકૂટની સામગ્રીનો સામાન લાવવાનો છે. જલદી ગોઠવણ કરજે.'

દિનેશે કહ્યું, 'બા, લોકોને ઘઉં, ચોખા મુદ્દલમાં મળતાં નથી, ત્યાં આપણે અન્નકૂટની સામગ્રી કરવાની શી જરૂર છે?'

જમનાબા અકળાઈને બોલ્યાં, 'તું આવો નાસ્તિક ક્યાંથી પાક્યો? લોકોને ના મળે તેથી કાંઈ અન્નકૂટ પડ્યો મુકાય?'

'પણ બા, કાળાં બજારની ચીજોના ભાવ તો બેહદ વધી ગયા છે.'

'તે હું કાંઈ ના જાણું. મારે તો દર વરસની માફક સામાન જોઈએ.'

'બધી ચીજો બનાવશે કોણ? મેદાની રોટલીઓ ખાઈને બાપુ માંદા પડ્યો છે એટલે ભાભીને તો મુદ્દલ ફુરસદ મળતી નથી.'

'એ તો ફુરસદ કાઢવી પડશે. દેવસેવાના કામમાં

આળસ ન ચાલે. ને હવે બેચાર દિવસમાં તારી વહુ પણ પિયરથી આવી જશે.'

'એને પણ હજી ટાઈફોઈડની અશક્તિ બરાબર ગઈ નથી એમ લખે છે.'

પણ દિનેશની બધી દલીલો નકામી ગઈ. ઘરમાં કાળા બજારનો સામાન મોટી કિંમતે સારા જથ્થામાં આવ્યો. બે વહુઓ, એક માંદા છોકરાની મા અને બીજી જાતે અશક્ત, બન્ને સવારથી રાત સુધી બેસી ભાતભાતની સામગ્રી બના વતી. દિવાળીને દિવસે તો આખી રાતનું જાગરણ કરી બ નેએ મિષ્ટાન્ન, શાક, ફરસાણ વગેરે પુષ્કળ બનાવ્યાં.

બેસતા વરસને દિવસે ઘરમાં ગરબડ હતી. છેલ્લા થોડા દિવસથી બાબુની મા એના તરફ ધ્યાન રાખી શકી નહોતી, તેથી એની માંદગી વધી ગઈ હતી, એટલે દિનેશ દાક્તરને તેડવા ગયો હતો. દિનેશની અશક્ત વહુને આટલા દિવસના કામનો થાક અને કાલના આખી રાતના ઉજાગરાથી તાવ ચઢ્યો હતો ને સૂઈ રહી હતી. કાળાબજારનો સામાન લાવવામાં બે ભાઈઓની બે મહિનાની બચત ખરચાઈ ગઈ હતી, એટલે દાક્તરને આપવાની ફી માટે મોટાભાઈ ફિકરમા હતા.

બીજી તરફ અન્નકૂટનાં દર્શન કરવા આડોશીપાડોશી, સગાંવહાલાં ભરાયાં હતા. જમનાબા પ્રસન્ન ચિત્તે સૌને આવકારતાં હતાં. સૌ કોઈ અન્નકૂટનાં વખાણ કરતાં હતાં. એકે કહ્યું, 'આટલી મોંઘવારી ને તંગીમાં જમનાબાએ શી સામગ્રી કરી છે?' બીજીએ કહ્યું, 'ને પાછાં કરનારાં ઘરમાં

વધવધનાં માણસો ક્યાં છે ? પંડોપંડ ને ? બે વહુઓ તો હવે ઠીકઠીક છે.' ત્રીજીએ કહ્યું, 'એ તો શ્રદ્ધાની વાત છે.'

*

હરખચંદ શેઠને ઘેર ધામધૂમ હતી. સત્યનારાયણની કથાની તૈયારી મોટા પાયા પર કરવામાં આવી હતી. હરખચંદ શેઠ પર નફાખોરીના આરોપ માટે કેસ ચાલતો હતો. કેસ બહુ ગંભીર હતો ને શેઠને બેચાર વરસની સજા થઈ જશે એમ બીક હતી, પણ શેઠે હજારો રૂપિયા ખરચી રોકેલા વકીલોએ યુક્તિ શોધી કાઢી. જેની ત્રણ પેઢીએ શેઠના કુટુંબની પ્રામાણિકપણે સેવા ઉઠાવેલી એવા મુનીમ પર આરોપ ઢોળી દીધો. મુનીમને ત્રણ વરસની સખત મજૂરી સાથે કેદની સજા થઈ. શેઠ છૂટી ગયા. શેઠાણીએ શેઠ છૂટે તો સત્યનારાયણની કથા કરાવવાની બાધા રાખેલી તે આજે પૂરી કરી હતી. સમારંભ ખૂબ મોટા પાયા પર હતો. શેઠ પર ચાલેલો કેસ જોવા કોર્ટમાં ટોળે વળનાર ઓળખીતા પાળખીતા, બીજાં છૈયાંછોકરાં સર્વ મોટી સંખ્યામાં બંગલામાં ભરાયાં હતાં. કથા થઈ ગયા પછી પ્રસાદનો લીલો મેવો પડિયા ભરીભરી વહેંચાયો. રિવાજ નહિ છતાં કેસરિયા દૂધ પણ સૌને પિવડાવ્યુ, પણ લોકોને દિઙ્મૂઢ થવાનો વારો તો ત્યારે આવ્યો કે જ્યારે શેઠાણીની વહુઓ, દીકરીઓ, ભાણેજો, ભત્રીજીઓ આકઝમાળ વસ્ત્રાભૂષણ પહેરી મોટા થાળમાં ચકચકિત જર્મન સિલ્વરની વાડકીઓમાં પ્રસાદનો શીરો લાવી સૌને વહેંચવા મંડી ને દરેકના હાથમાં વાડકી મૂકતી વખતે કહેતી કે 'વાડકી પાછી આપવાની નથી, ઘેર લઈ જજો.'

શહેરના એક ભાગમાં મુનીમના ઘરમાં એની વૃદ્ધ માતા અને યુવાન પત્ની એકબીજાને ભેટીને રોતાં હતાં. દુઃખનાં માર્યાં બે દિવસથી ઘરમાં ચૂલો પણ સળગાવ્યો નહોતો. મુનીમનાં છોકરાં કોઈ માયાળુ પાડોશણે આપેલું ચવાણું ફાકતાં હતાં. આ વખતે શેઠના બંગલામાંથી કથા–સમારંભનાં વખાણ કરતાંકરતાં સ્ત્રી–પુરુષો નીકળતાં હતાં અને હાથમાંની ચકચકતી વાડકીઓ તરફ જોઈ બોલતાં હતાં, 'એ તો શ્રદ્ધાની વાત છે.'

[ ૫ ]

## આમ કેમ?

અરજણ કોળીને મૂળચંદ શેઠનું દેવું હતું. વ્યાજનું વ્યાજ ને તેનું વ્યાજ ભરીભરીને અરજણ ખલાસ થઈ ગયો હતો. બે વીઘાં જમીન, ઝૂંપડું, બૈરીનાં ચાંદીનાં કલ્લાં બધું શેઠને ઘેર ગીરો હતું. ઉપરાઉપરી દુકાળ, રેલ, તીડ એવીએવી કુદરતી આફતોએ તેને ખાવા ધાન પણ ન રહેવા દીધું; પણ શેઠનો તકાદો તો ચાલુ જ હતો. અરજણ અને એની વહુએ શેઠ આગળ જઈ ખોળા પાથર્યા, નાકલીટીઓ તાણી, પણ એ માન્યા નહિ. અરજણને જેલમાં મોકલવાની બીક બતાવી. અરજણે કોઈ પણ ઉપાયે બચાવવા કાકલૂદી કરી એટલે શેઠે ઈશારામાં અરજણને કાંઈક સમજાવ્યું ને 'હું સહેલમાં પતાવટ કરીશ.' એવું કહ્યું. બૈરી અને પાંચસાત છોકરાંને રઝળતાં મૂકી જેલમાં જવું ને છતાં યે શેઠ ઝૂંપડું, ખેતર, ઘરવખરી બધું હરરાજ તો કરાવે જ. એટલે લાચારીથી

અરજણે શેઠનું કહેવું કબૂલ કર્યું. રડતીકકળતી અરજણની જુવાન છોકરી અંબાને શેઠને ઘેર ધકેલી આખા ગામમાં જાણ થતાં સૌએ અરજણનો ફિટકાર કર્યો. આના કરતાં ટૂંપો ખાઈ મરી જવું હતું એમ સૌ કહેવા લાગ્યાં.

એ જ મૂળચંદ શેઠે જબરદસ્ત સટ્ટો કર્યો. પણ પાસા અવળા પડ્યા. એક રાતમાં લહેણદાર મટી શેઠ દેવામાં ડૂબી ગયા. ઘરબાર, લોકોની ઓળવેલી જમીનો, દરદાગીના વેચતાં દેવું ભરાય તેમ નહોતું. શેઠની મૂંઝવણનો પાર નહોતો. પણ એમના લહેણદાર દેવચંદ શેઠે કહ્યું, કે 'મારા બાબુ જોડે તમારી કમુને પરણાવો તો હું સહેલમાં પતાવટ કરીશ. બાબુ રખડેલ હતો, આખા ગામના ઉતાર જેવો ગણાતો. વળી કમુની સગાઈ નાનપણથી સાધારણ સ્થિતિના પણ સારું ભણેલા, સુશીલ મુકુંદ સાથે થઈ હતી. કમુને પણ એની જ સાથે પરણવું હતું. બાબુ સાથે પરણવાની મુદ્દલ મરજી નહોતી–કોઈ છોકરીની મરજી હોય જ નહિ, એવો બાબુ હતો. પણ મૂળચંદ શેઠ લાચાર થઈ ગયા હતા. દેવચંદ એમને જેલમા મોકલવાની, ઘરબાર હરરાજ કરાવવાની બીક બતાવતા હતા. એટલે રડતીકકળતી કમુને વંઠેલા બાબુ સાથે પરણાવી. 'વહેવારિયો કરે ને દેવાળિયો કરે' એ કહેવત મુજબ બન્ને પક્ષે ખૂબ ધામધૂમ કરી. આખા ગામે 'વાહ–વાહ' કરી 'સોનુ ને સુગંધ મળ્યાં' જેવો સંબંધ ગણાયો. ભિખારી મુકુંદને પરણાવવા કરતા સાત પેઢી ખાય એટલા ધનવાન શેઠના બાબુને પરણાવી મૂળચંદ શેઠે ખરી વ્યવહારકુશળતા બતાવી એમ સૌએ કહ્યું.

*

શિવપ્રસાદના ઘરની જોડે એક જુવાન વિધવાનું ઘર હતું. વિધવા એકલી હતી, વળી પૈસે ટકે હેરાન હતી. શિવપ્રસાદના મોટા છોકરા રૂઘનાથે એનો લાભ લીધો. વિધવાને ફસાવી. બાળક થવાનું હતું ત્યારે રૂઘનાથ વિધવાને છાની રીતે કાશી લઈ ગયો. ત્યાં જઈ બાળકને ગંગામાં નાખી આવ્યો. પણ પોલીસના માણસની નજરે પડ્યો, એટલે પકડાયો. રૂઘનાથે બાપને તાર કર્યો. બાપે જઈ પોલીસમાં પુષ્કળ પૈસો વેર્યો અને એને છોડાવ્યો. છાપાંઓમાં પણ હકીકત છપાઈ હતી પણ એ રૂઘનાથ આ નહિ પણ કોઈ બીજો છે, એવું પૈસાને જોરે છપાવ્યું. રૂઘનાથ કાશીની 'જાત્રા' કરી આવ્યો એ નિમિત્તે ધામધૂમથી ગંગાપૂજન કરી સગાંવહાલાં, મિત્રોને મોટું જમણ આપ્યું. સૌએ એમની ધર્મનિષ્ઠાનાં વખાણ કર્યા.

શિવપ્રસાદના ઘરની બીજી બાજુ પણ બીજી એક જુવાન વિધવા રહેતી હતી. એ પણ એકલી હતી અને પૈસે-ટકે હેરાન હતી. શિવપ્રસાદના નાના છોકરા લક્ષ્મણે એની સાથે લગ્ન કરવાની ઇચ્છા બતાવી. શિવપ્રસાદના ક્રોધનો પાર ન રહ્યો. એમનાં વહુએ ઝેર ખાવાની ધમકી આપી છતાં લક્ષ્મણે એ વિધવા સાથે લગ્ન કર્યું. બાપે ઘરમાંથી કાઢી મૂક્યો અને વારસામાંથી બાતલ કર્યો. માબાપે એનું સ્નાન કર્યું. સૌ સગાંવહાલાં મિત્રોએ ધર્મિષ્ઠ રૂઘનાથને વખાણ્યો અને વંઠેલા લક્ષ્મણને ફિટકાર આપ્યો. માબાપના વર્તનને યોગ્ય ઠરાવ્યું!

*

ગુણવંતરાયને ત્યાં નિયમ હતો કે દર શનિવારે આખું કુટુંબ સિનેમા જોવા જાય. ગમે તેવી ફિલ્મ હોય પણ નાનામાં નાના છોકરાને પણ લઈ જાય. છોકરાંને પણ જન્મથી જ ટેવ પડેલી એટલે સિનેમામાં રડ્યા વગર બેસી રહે. બહુ વખણાયલી ફિલ્મો ત્રણત્રણ ચારચાર વખત પણ સૌ જુએ. સિનેમાનાં ગાયનોની રેકર્ડો પણ ઘેર સારી સંખ્યામાં વસાવેલી તે રોજ વગાડવામાં આવે. છોકરાંને બધાં લોકપ્રિય ગાયનો મોઢે આવડે ને મહેમાનો આગળ માબાપ ગાઈ સંભળાવાનું કહે. ઘરમાં વાતચીત પણ ઘણુંખરું ફિલ્મો સંબંધી ચાલે. વળી કઈ એકટ્રેસ કયા એકટર જોડે ફરે છે, અમુક એના જૂના સંબંધી સાથે લડી છે, અમુક બે પરણ્યાં છે કે વગર પરણ્યે સાથે રહે છે, એ સર્વ સંબંધી ચર્ચાઓ ખુલ્લી રીતે ચાલે. ગુણવંતરાય મુંબઈ જાય ત્યારે મરીનડ્રાઈવ ઉપર સુરૈયા અને નરગીસનાં દર્શન કરવા ઊભા રહેતા ટોળામાં પણ અચૂક ભળે અને પાછા ઘેર આવી એ વાત ગર્વથી કહી બતાવે.

અને છતાં યે જ્યારે ગુણવંતરાયની નલિનીએ જાહેર કર્યું, કે 'હું સિનેમા-એકટ્રેસ થવાની છું.' ત્યારે સૌ આભાં થઈ ગયાં. બાપ ધૂંવાંપૂંવાં થઈ ગયા. મા ઉપવાસ પર ઊતરી. સગાંવહાલાં વચ્ચે પડી સમજાવવા મંડ્યાં. એ ધંધાની 'હલકાઈ' વિષે સૌ નલિનીને જાતજાતના દાખલા આપવા મંડ્યાં. કશું ન ગણકારી જ્યારે એ એકટ્રેસ થઈ ત્યારે સૌએ કહ્યું, 'સવારના પહોરના નામ જેવાં માબાપની છોકરી આવી વંઠેલી ક્યાંથી પાકી?'

*

ચીમનલાલ માસ્તરના છોકરાની વહુને દાક્તરે ક્ષય રોગની શરૂઆત છે એમ કહ્યું. મીરજ લઈ જાઓ તો ઉત્તમ પ્રકારની સારવાર થશે અને ખર્ચ પણ બહુ નહિ આવે એમ દાક્તરે સૂચના કરી. હજી રોગની શરૂઆત હતી એટલે સારું થવાનો સંભવ ઘણો હતો એમ ખાતરી આપી. પણ ચીમનલાલ અને એમના વહુએ દરખાસ્ત નામંજૂર કરી. 'નહિ નહિ તો એ ગાડીભાડાં ને બીજામાં પાંચસોક રૂપિયા ખરચ થઈ જાય. દાક્તરને તો શું? બોલ્યા કે 'મીરજ લઈ જાઓ.' એમ એ લોકોનો અભિપ્રાય થયો. એક દયાળુ પાડોશીએ પાચસો રૂપિયા વગર વ્યાજે ધીરવાની તૈયારી બતાવી. પણ 'ના રે બાપ, આ મોંઘવારીમાં માડ પૂરુ કરીએ છીએ ત્યાં દેવા કયાથી ભરીએ,' કહી એ દરખાસ્ત પણ નામંજૂર કરી.

દોઢ વર્ષ રિબાઈને છોકરાની વહુ મરી ગઈ. ચીમનલાલે બારમાની તૈયારી મોટા પાયા પર કરી. કાળા બજારનો સામાન ખૂબ મોંઘા ભાવે આણ્યો. કાયદો તોડી છાની રીતે ત્રણસો માણસની રસોઈ કરાવી કાયદાનો ડર હોવાથી રસોઈયાઓએ પણ ખૂબ મોટા રોજ માગ્યા. જુદાજુદા સગાં વહાલાને ઘેર ચોવીસ–ચોવીસ માણસોને જમવા બેસાડ્યાં. બધુ કરવા માટે ઘર ઉપર બે હજાર રૂપિયા મોટે વ્યાજે લીધા અને તે ભરવા માટે છેવટે ઘર વેચવુ પડ્યું!

*

ગંગાદાસ શેઠને સ્રી, પુત્ર–પુત્રી બધુ હતું. શ્રીમતાઈને શોભાવવા એક ઉપપત્ની પણ હતી. પોતે વનમાં પેઠા હતા.

એટલે પોતાની હયાતી પછી ઉપપત્નીને ગખડી ન પડે, માટે એને એક મકાન ખરીદી આપ્યુ, સારું વ્યાજ મળે એવા શેર એને નામે ચઢાવી આપ્યા. દાગીના પણ કગવી આપ્યા. ઉપપત્નીને શેઠથી થયેલી બે છોકરીઓ હતી. તેમને માટે પણ શેઠે જુદી રકમ, બીજુ કોઈ હાથ ન લગાડી શકે એવી રીતે અનામત મૂકી.

જ્યારે ધારાસભામા હિંદુ કોડ બિલ આવ્યું, ત્યારે શેઠે સનાતનીઓની આગેવાની લીધી. સ્ત્રીઓને વારસો આપવાથી થતાં અનિષ્ટો વિષે ઠેરઠેર સભાઓમા ભાષણો કરવા માડ્યા. સ્ત્રીઓને વારસો આપવાથી તેઓ લુચ્ચા લોકોનો શિકાર બની મિલકત વેડફી નાખશે અને પુત્રીને વારસો મળે તો જમાઈઓ દખલગીરી કરશે એમ જોરશોરથી દલીલો કરી. પરંપરાગત જે વારસાની પદ્ધતિ છે તે જ શ્રેષ્ઠ છે, એમ દાખલાદલીલોથી સાબિત કર્યું.

❧

નાથુભાઈને ઘેર છોકરાની વહુ તરફ સૌ કોઈને અણગમો હતો નાથુભાઈના પત્ની જ્યારેત્યારે એને બીક બતાવતા કે તારા પર બીજી લાવીશુ. અણગમા માટે ખાસ કારણ નહોતું. એનો બાપ ધાર્યા જેટલા પહેરામણી–કરિયાવર નહિ આપી શક્યો હોય એ એક કારણ હોઈ શકે. બાકી વહુ મહેનતુ અને નરમ સ્વભાવની હતી આખરે નાથુભાઈએ છોકરા માટે બીજી કન્યા શોધી કાઢી લગ્ન કરતા પહેલા બહુપત્નીવિરોધી કાયદો પસાર થયો. એટલે કાયદાની હદની બહાર જઈ છોકરાને બીજી પરણાવી પહેલીને કશા વાક વગર પિયર કાઢી મૂકી

પણ નાથુભાઈ છૂટાછેડાના કાયદાની ખૂબ વિરુદ્ધ છે. લગ્નની પવિત્રતા ઉપર એ ખાસ ભાર મૂકે છે. હિંદુ લગ્ન એક ધાર્મિક બંધન છે, પશ્ચિમની માફક સામાજિક કરાર નથી; એટલે એને મરજી મુજબ ફગાવી દેવાય નહિ એમ એ ખૂબ ગર્વ લઈને કહે છે!

*

ધનશંકરની છોકરી મેટ્રિક પાસ થઈ, તે વખતે એમણે પેન્શન લીધું; એટલે છોકરીને બહુ જ મન હોવા છતાં કૉલેજમાં જવા ન દીધી. 'એવું ભારે ખરચ હવે ન પરવડે,' એ એમની દલીલ હતી. છોકરીએ ખૂબ આજીજી કરીને કહ્યું, કે 'ભણ્યા પછી નોકરી કરીને તમને જે કાંઈ ખરચ થયુ હશે તે હુ ભરપાઈ કરી આપીશ. ચાર વરસમાં બે હજારથી વધારે ખરચ નહિ થાય.' પણ એમના મનમાં એ વસ્યુ નહિ.

બીજે વરસે એ જ છોકરીનું લગ્ન લીધું. એમનામાં મોટી પહેરામણીનો તો રિવાજ નહોતો, પણ જાનને બે દિવસ રાખવી, જમાડવી, વિદાયગીરીમાં વેવાણોને ભારે સાડીઓ આપવી, છોકરીને મોભાસર કન્યાદાનના દાગીના કરવા એ બધામાં ચાર દિવસમાં જ પાંચ હજાર રૂપિયા ખરચ થઈ ગયુ અને તે પરવડયું!

*

મોતીભાઈની નાતમાં હવે ઘણી છોકરીઓ ગ્રેજ્યુએટ થતી. એમના મોટા છોકરાની વહુ તો ફક્ત ગુજરાતી જ ભણી હતી. પણ એમના પિતરાઈઓમાથી બેત્રણ જણને ત્યાં ગ્રેજ્યુએટ વહુઓ હતી, એટલે એમને તથા એમનાં

પત્નીને ઘણો અસંતોષ હતો. જો કે પોતાની વહુ ઘરકામમાં પાવરધી હતી પણ તેનો હિસાબ નહોતો. આખરે નાના છોકરા માટે ગ્રેજ્યુએટ કન્યા શોધી કાઢી. મોતીભાઈ અને એમનાં પત્નીના હરખનો પાર ન રહ્યો. હવે પિતરાઈઓ આગળ પોતે પણ છાતી કાઢીને ચાલી શકશે એમ લાગ્યું. મોટી વહુના દેખતાં તો 'આ તો અભણ કરમે ચોંટી, પણ નસીબ પાધરાં તે બીજી ભણેલી મળી' એમ સાસુ કહ્યા કરતાં.

ગ્રેજ્યુએટ વહુ પરણીને ઘેર આવી. સ્વાભાવિક રીતે એને વાચવા-લખવાનો શોખ હતો. પિયરથી ઘણીએક ચોપડીઓ પણ લાવી હતી, પણ સાસુને એ ખૂચવા લાગ્યું. એ કહેવા મંડ્યાં કે 'વહુવારુએ તો ઘરનું કામકાજ કરવાનું; પુરુષ માણસ પેઠે ચોપડાં લઈને બેસવાનું કેમ પરવડે? માબાપ પણ કેવાં તે સાથે આટલાં થોથાં બાંધી આપ્યાં? મોટી વહુ કેવી રાતદહાડો ઘરકામમાં મચી રહે છે? આને તો બસ વાંચવાનું મળે તો ખાવાય ન માગે, પણ વાંચ્યાથી કોનુ ભલુ થયુ છે?'

## [ ૬ ]
### શુ કરે?

હરિભાઈને બે દીકરીઓ છે. મોટી શાંતાનુ લગ્ન થયુ છે. નાની સુશીલા સોળ-સત્તરની થઈ પણ લાયક વર મળતો નથી. એમની જ્ઞાતિની આર્થિક સ્થિતિ સારી છે, પણ કેળવણી અને સંસ્કાર બહુ જ ઓછાં છે. આને લીધે સારો વર મળવો બહુ મુશ્કેલ છે. ગોળ બહાર કેટલાક સારા

ચુવાનો છે. હરિભાઈ તેમાંના કોઈને જમાઈ બનાવવા ખુશી છે, પણ શાંતાની સાસુએ ધમકી આપી છે કે 'જો ગોળ બહાર છોકરી પરણાવશો તો પછી મારે શાંતાનું કામ નથી. હું મારા દીકરાને બીજી પરણાવીશ. નાતમાં નાક વઢાવનારની છોકરી સાથે અમારે સ્નાનસૂતક નહિ રહે.' આ ધમકી પોલી નથી. શાંતાનો વર આર્થિક રીતે માબાપને આધીન છે. વળી એમની જ્ઞાતિમાં એક ઉપર બીજી સ્ત્રી કરવી તે અજારે જઈ મૂળા ખરીદવા કરતાં પણ સહેલું છે. આને લઈ જ્ઞાતિના પુરુષવર્ગમાંથી મોટા ભાગને એક કરતાં વધારે સ્ત્રીઓ છે. હરિભાઈ સુશીલાનું હિત સાચવી ગોળ બહારથી સારા વર જોડે પરણાવે, તો વીસ વરસની શાંતાની જિંદગી ધૂળધાણી થાય છે. શાંતાના સુખનો ખ્યાલ રાખે તો ભણેલી, ગણેલી, ચાલાક સુશીલાને ગોળની અંદર જે મળે તે નાલાયક વર સાથે પરણાવી એનો ભવ બાળવો પડે છે. હરિભાઈ શું કરે ?

*

ચંપા શહેરની કન્યાશાળામાં સાત ગુજરાતી અને ત્રણ અંગ્રેજી ભણી છે. સત્તર–અઢાર વરસની ઉંમરે એને ચાળીસેક વરસના ત્રીજવર જોડે પરગામ પરણાવી છે. ઘરમાં પોતે, આધેડ પતિ અને વયોવૃદ્ધ સસરા એટલાં જ છે. પતિની નોકરી ઘણા વખતથી જતી રહી છે. બીજી મળવા સંભવ નથી. વૃદ્ધ ઉંમરે ધંધો કરતા સસરા પર જ બધો આધાર છે. ગામમાં મોટી ઉંમરની સ્ત્રીઓ માટે વર્ગો ચાલે છે. તેમાં જઈ જ્ઞાન વધારવાની ચંપાને બહુ ઇચ્છા છે, પણ સસરા ચોખ્ખી ના કહે છે. સસરાનો ધંધો ઘરઆંગણે જ

છે. એટલે ચપાને દિવસનો મોટો ભાગ ધૂમટો કાઢી મૂગા ફરવું પડે છે. સસરા જોડે બોલાય નહિ, મસરા દેખતા પતિ સાથે બોલાય નહિ, ઘરમા બીજુ કોઈ તો છે જ નહિ બે ઉમરે પહોચેલા પુરુષોના વ્યવહારમા ચપાને રસ પડે, જીવનનો ઉલ્લાસ આવે એવું કશુ નથી. જિદગીને લગભગ છેલ્લે પગથિયે પહોચેલા સસરા અને બે ગત સ્રીઓના સમાગથી પરવારેલા, કામધધો ન મળવાથી હતાશ થઈ નિરુત્સાહી જીવન ગાળતા આધેડ પતિ, એ બેમાથી એકેને ચપાના ઊગતા આશાવત જીવન સાથે કશુ સામ્ય નથી સ્રીઓના વર્ગમા જાય તો જ્ઞાન વધારવા સાથે સમાન વયની સાહેલીઓ સાથે મળવા–હળવાનો, હસવા–બોલવાનો લાભ મળે, પણ સસરાની ચોક્કસ માન્યતા છે કે વધારે ભણે તો વહુ વઠી જાય ગૂગળાઈ ગયેલી ચપા શુ કરે?

*

સુરેદ્રબાબુ બગાળી છે. પછાત ગણાતી કોમમા જન્મ્યા હોવા છતા યુરોપ જઈ અભ્યાસ કરી આવ્યા છે અને મોટા સરકારી હોદ્દા પર છે સતતિમા એક જ પુત્રી આશા છે આશાને એમણે યુનિવર્સિટીની ઊચી કેળવણી આપી છે. પોતાની સાથે એક બે વખત યુરોપાદિ દેશોનો પ્રવાસ પણ કરાવ્યો છે રોજના વ્યવહારમા સુરેદ્રબાબુ અને તેમના પત્નીને પાશ્ચાત્ય આચારવિચાર બહુ જ પસદ છે ઘરમા બધી પાશ્ચાત્ય જ પદ્ધતિ છે, અને બન્ને જણ તે બાબત બહુ ગર્વ ધરાવે છે માત્ર એક જ બાબતમા તેઓ પુરાણી હિદુ માન્યતા રાખે છે અને તે પુત્રીના લગ્નની બાબતમા. એમની

જ્ઞાતિ પછાત ગણાય છે અને તેમા ભણેલા અને સારી આર્થિક સ્થિતિવાળા વર મળવા લગભગ અશક્ય છે સુરેદ્રબાબુએ દીર્ઘ દષ્ટિ વાપરી આશા છેક નાની હતી, ત્યારથી ધનજય નામના એક ગરીબ પણ હોશિયાર યુવકને પસદ કરી રાખ્યો અને તેને પોતાના ખરચે ભણાવ્યો અને વિલાયત પણ આગળ અભ્યાસ કરવા મોકલ્યો બગાળની ઘણી જ્ઞાતિઓ માફક તેમની જ્ઞાતિમા મોટી પહેરામણીનો રિવાજ છે અને સુરેદ્રબાબુએ પહેરામણી પેટે જ ધનજયને ભણવાનુ ખરચ આપ્યુ હતુ ભણી રહ્યો ત્યારે આશાને કહ્યુ, કે 'આ તારો ભાવિ પતિ' પણ પહેલી જ નજરે કોણ જાણે શાથી આશાને તે ગમ્યો જ નહિ દરમિયાન એકબીજા ઓળખીતા બગાળી ગૃહસ્થનુ માગુ આવ્યુ એ ગૃહસ્થમા બીજી બધી યોગ્યતા હતી પણ તેની ઉંમર ચાળીસેકની હતી, છતા આશાનુ મન તેના તરફ આકર્ષાયુ, અને તેની સાથે જ પરણવાની હઠ લીધી સુરેદ્રબાબુ અને તેમના પત્નીને આ સબધ માટે વાધો હતો ઉંમરના વાધા કરતા પણ વધારે મોટો વાધો જુદી જ્ઞાતિનો અને તેથી મોટો વાધો ધનજય પાછળ ખરચેલા પૈસા નકામા જવાનો હતો આશાની અનેક વિનતિઓ આજીજીઓને ગણકાર્યા વગર તેને એકદમ ધનજય સાથે પરણાવી દીધી આશા બહેનપણીઓને કાગળો લખે છે કે 'ઘણા પ્રયત્ન કરવા છતા મારુ મન ધનજય સાથે મળતુ જ નથી' બાળકને શાક ન ભાવતુ હોય તો વઢીને પરાણે ભાવતુ કરી શકાય, પણ જેની સાથે જિદગી ગાળવાની તે પતિને કેવી રીતે પરાણે ગમતો કરી શકાય? જીવન શરૂ કરતા જ નિરાશાની કુહાડીનો ઘા સહન કરતી આશા શુ કરે?

# [૭]

## અર્વાચીના

.... . ને સ્ટેશને ટ્રેનની વાટ જોઈ હુ ઊભી હતી. વચલુ સ્ટેશન હતુ અને ટ્રેન છેક દિલ્હીથી ચિકાર ભરેલી આવે, એટલે જગાને માટે સ્વાભાવિક ચિતા તો હોય જ. પણ ટ્રેન આવતા સારે નસીબે સામે જ સ્ત્રીઓનો 'કુપે' આવ્યો, અને તેમા એક જ યુવતી બેઠેલી હતી તેના પોષાક પરથી ગોવાનીઝ ખ્રિસ્તી જેવી દેખાઈ ડબ્બામા દાખલ થવાના મારા હક સામે ઘણીએક 'મેમ સાહેબો' માફક જરૂર પોકળ વાંધો ઉઠાવશે અને ઘણી વખત કરવુ પડે છે તેમ તકરાર કરી ડબ્બામા ચઢવુ પડશે એવી કલ્પના કરી હુ ડબ્બા પાસે ગઈ, ત્યા તો યુવતીએ જલદીજલદી બારણુ ખોલ્યુ, 'આવો આવો, પાચ દિવસથી હુ એકલી જ મુસાફરી કરુ છુ, ત્યારે ઊતરવાના બે કલાક પહેલા તમે મળ્યા,' એવા આવકારતા શબ્દોએ મને વધાવી લીધી

સ્વાભાવિક રીતે કયાથી આવો છો, કયા જાઓ છો, એવા સવાલોથી મે ઓળખાણ શરૂ કરી. યુવતી છેક બિહારથી આવતી હતી. પાચ દિવસથી ચારપાચ ઠેકાણે ટ્રેનો બદલતી આવતી હતી. ગોવાનીઝ નહિ, પણ ગુજરાતી ખ્રિસ્તી હતી. તેની વાક્ધારા અસ્ખલિત ચાલી રહી હતી 'પટણા પાસે ....પુરની લશ્કરી હોસ્પિટલમા નર્સનુ કામ હુ કરુ છુ. ઘર ગુજરાતમાં . મા છે હમણા નાતાલ માટે રજા લઈ ઘેર જાઉં છુ. ઘેર મા, બાપ અને ત્રણ નાના ભાઈબહેન છે. બાપનુ મગજ અસ્થિર છે માએ પારાવાર મુશ્કેલીઓ વેઠી,

પારકા વૈતરા કરી અમને મોટા કર્યા છે હુ તો પદર વરસ ની થઈ ત્યારથી કાઈ ને કાઈ કામ કરી માને મદદ કરુ છુ હુ અને મારી મોટી બહેન મેટ્રિકમા પાસ થયા, પછી અમને બન્નેને કૉલેજમા જવાનુ બહુ મન હતુ અમારા શહેરમા જ કૉલેજ છે, પણ પૈસાની મદદ એક જ જણ માટે મળે તેમ હતુ, એટલે બહેનને કૉલેજમા જવા દીધી અને મે રેશનખાતામા નોકરી લઈ લીધી મોટી બહેન બે વરસ ભણીને પરણી ગઈ થોડા વખત નોકરી કર્યા પછી મને ખબર પડી કે મુબઈમા એક વરસની તાલીમ આપી લશ્કરી હોસ્પિટલો માટે નર્સો તૈયાર કરે છે એટલે હુ ત્યા ગઈ, અને પાસ થયા પછી નર્સની નોકરી કરુ છુ '

વાતો કરતા ટ્રેન એક બીજે સ્ટેશને આવીને ઊભી રહી સામે એક બીજી ટ્રેન આવી દેશી લશ્કરી સિપાઈઓથી ભરચક હતી અમારી સામે આવેલા ડબ્બામાના સિપાઈઓએ એમની રીત મુજબ અસભ્ય રીતે બૂમો પાડવાનુ, તાળીઓ ને સિસોટીઓ વગાડવાનુ શરૂ કર્યું યુવતીએ ઊઠીને એ તરફની બારીઓ બધ કરી પછી બોલી, ' મારે તો રોજ આમની સાથે કામ લેવાનુ હોય છે દિવસે તો હોસ્પિટલમા પુષ્કળ કામ કરનારા હોય, એટલે કાઈ ન કરી શકે, પણ રાતની પાળી આવે ત્યારે અમે બે નર્સો ફક્ત હોઈએ વૉર્ડ બૉય તો ખૂણામા બેસીને ઝોકા ખાતો હોય વારાફરતી બેમાથી એક નર્સ ડ્યુટી–રૂમમા બેસે ને એક વૉર્ડમા ફરી આવે એ વખતે આ' લોકોની સતામણીનો પાર નથી પણ કોઈને સમજાવી, કોઈને ધમકાવી ને કોઈને બે તમાચા મારીને

પણ સીધા રાખું છુ. મેટ્રન મારા પર બહુ ખુશ રહે છે ને કહે છે કે, તારા જેવી બધી નર્સો હોય તો આ સિપાઈઓ આપમેળે જ સીધા થઈ જાય.'

નાનપણથી સ્વાશ્રયે ઊછરેલી આ યુવતીમાં જે હિંમત હતી તે પુરુષોના ચોકીપહેરા નીચે લાજ-મલાજામા કે પડદામાં રહેલી સ્ત્રીઓમાં ક્યાંથી હોય?

ઊતરવાનુ સ્ટેશન પાસે આવતુ ગયુ તેમ યુવતી ખૂબ ઉત્સાહમા આવી.

'ઘેર જઈશ ને 'મા, મા,' કરી બૂમો પાડીશ ત્યારે એ કેવી હરખથી ગાડી થઈ જશે? બેત્રણ વખત રજા મળી ને પાછી રદ થઈ હતી, એટલે આ વખતે તો માને ખબર જ નથી આપી કે આવુ છુ, એટલે નકામી આશા રાખીને નિરાશ ન થાય હૉસ્પિટલમા કામ કરતા પણ રાત-દિવસ મા યાદ આવ્યા કરે છે બીજી નર્સો સિનેમા જોવા કે કપડાની ખરીદી કરવા વારવાર જાય, ત્યારે મને સાથે આવવા ખૂબ આગ્રહ કરે છે. ઘણીવાર મન થઈ પણ જાય છે, પણ તરત કામ કરીકરીને થાકી ગયેલી જુવાનીમા ઘરડી થઈ ગયેલી માનુ મોઢુ નજર આગળ તરી આવે છે, એટલે મન કઠણ કરી ના પાડી દઉં છુ. કેટલીક નર્સો મને 'કજૂસ,' 'મૂજી' એવાએવા નામ આપે છે. પણ મારી માના સુખ કરતા એ લોકોની મશ્કરી કાઈ વધારે કીમતી નથી. જેટલુ હુ મોજશોખમા ઉડાવુ તેટલુ મારી માને જ ઓછુ મળે ને? માને નિયમસરના પૈસા મોકલી દઉં, મારા બધા બિલ ચૂકવુ, પછી જો કાઈ વધે તો જ એવા શોખ પાછળ ખરચુ છુ.'

મેં પૂછયું, 'તમારે કોઈ કમાય એવડો ભાઈ નથી?'

તેણે આવેશથી કહ્યું: 'ના, ભાઈ તો ચાર જ વરસનો છે. મા પણ ઘણીવાર અફસોસ કરે છે કે એક મોટો કમાઉ દીકરો હોત તો કેવું સારું? પણ હું કહું છું કે હું દીકરા બરાબર જ છું ને? એ કહે છે કે તું પરણી જાય તો મારું શું થાય? પણ મેં કહ્યું કે મારી નાની બહેન કમાઈને તારું પૂરું ન કરે, ત્યાં સુધી નહિ પરણું એવું વચન આપું છું; પછી કાંઈ છે?'

આ સરળ ભાવથી વાતચીત કરતી જતી યુવતીની આત્મભોગની ભાવનાથી હું ખરેખર તેના પર મુગ્ધ થઈ ગઈ. સ્ત્રીઓ કમાય તો સ્વાર્થી, સ્વચ્છંદી થઈ જાય એવી બૂમો પાડનારા સમાજને આવા દૃષ્ટાંતો જોવાની ક્યાં પડી છે? એ તો નવલકથા, નાટક, સિનેમા બધે જ સ્વાશ્રયી સ્ત્રીને ફજેત કરી, પતિના ને સાસુના ટપલા ખાતી ગુલામી માનસવાળી સ્ત્રીને છાપરે ચઢાવે છે અને એ રીતે આપણા કમભાગ્ય દેશની ગુલામીપરંપરા ચાલુ રાખવામાં જ ફાળો આપ્યા કરે છે, 'અર્વાચીના'ની ઠેકડી કરી 'પ્રાચીના'ની જ મહત્તા ગાઈ સ્ત્રીઓને દબાયલી રાખે છે. એને ઊતરવાનું સ્ટેશન આવ્યું ને યુવતી 'આહા! માનું ઘર આવ્યું' એમ બાળક પેઠે બૂમો પાડતી ટ્રેનમાંથી કૂદી પડી!

માત્ર ૧૯ વર્ષની આ યુવતીએ માના સંસારનો સમસ્ત ભાર પોતાના માથા પર લઈ લીધો હતો. નહોતી એની પાસે કહેવાતી કુલીનતા, નહોતી મૂડી કે નહોતી પુરુષ–કુટુંબીઓની ઓથ. માતૃપ્રેમ એ જ એની કુલીનતા, સ્વાશ્રય એ જ મૂડી અને હિંમત એ જ એની ઓથ!

# ૨: મારી પાડોશણો

[૧]

**મારા** પિતાજીના દુઃખદ અવસાન પ્રસંગે અમારાં એક જૂનાં પડોશણ વિમળાબહેન દિલાસાની મુલાકાતે આવ્યાં. અમારી પડોશમાથી ઘર છોડીને ગયાને તો એમને ઘણાં વર્ષ થઈ ગયાં હતાં, છતાં જૂનો સંબંધ યાદ કરી આવ્યાં હતાં.

વાત કરતાંકરતાં તેમણે મારાં માતુશ્રીને કહ્યું, 'તમને તો ઘરનું માણસ ગયુ એ એક જ દુઃખ છે. મારા પર તો એ ઉપરાંત સાસરિયાંએ બીજાં દુઃખનાં ઝાડ ઉગાડ્યાં છે. તમને શું કહું ને શું નહિ?'

એ બહેનના પતિ સરકારી નોકરીમાં સારે દરજ્જે હતા અને ૧૯૧૭માં ગુજરાતમાં ત્રાસ વર્તાવનાર પ્લેગનો ભોગ થઈ બેત્રણ દિવસની માંદગીમાં ભરૂચમાં ગુજરી ગયા હતા તે અમને ખબર હતી. પણ તે પછી વિમળા-બહેન પોતાને વતન ચાલ્યા ગયેલાં એટલે અમને એમને વિષે કશી ખબર નહોતી, પણ આજે એમણે અંતર ખોલ્યુ :

'મારી વસુના બાપા એકાએક ચાલ્યા ગયા. ત્રણ નાનાં છોકરાં ને ચોથું પેટમાં. હું તો બહાવરી બની ગઈ. મારા દિયર ખબર સાંભળી અમારે ગામથી આવ્યા. બીજે જ દિવસે કહે, કે 'ચાલો વતનમાં. કારજ, ક્રિયા, લૌકિક બધું ત્યાં જ થાય. હવે આ પરદેશમાં રહી શું કરવું છે?'

'મારો છૂટકો નહોતો એટલે છોકરાને લઈને એમની સાથે ચાલી ગઈ પાછળ ભર્યું ઘર મૂકતી ગઈ, પણ ઑફિસના માણસો પર પોતે ઘણો ભાવ રાખતા એટલે એ બધાએ કહ્યું કે ઘરની ફિકર ન કરશો '

'વતનમા હુ તો ખૂણે પેઠી મારા છોકરા શહેરમા ઊછરેલા ગામડાશાઈ જાડી રસોઈ ભાવે નહિ ઘરમા પૈસા કાઈ નહોતા એમ નહિ પણ બધુ ખાતું જ અણઘડ છોકરા ખાતા જાય ને આડુ જોઈ આખો લૂછતા જાય મારાથી તો મો ખોલી બોલાય જ નહિ એમને રોતા જોઈ હુ પણ ખૂણામા બેઠીબેઠી રડુ

'દિયર અમને લઈ આવેલા પણ અમારો ભાર વેઢારવો પાલવતો નહોતો એટલે રોજ એ ને દેરાણી મળી ઝઘડા મચાવે મારા છોકરા પર જાતજાતના આરોપો મૂકે મારુ ચોથુ બાળક અવતર્યું, ત્યારે પણ ભગવાને જ મારા છોકરા સામુ જોઈ મને બચાવી લીધી બાકી ઘરમાથી તો કોઈએ કશી સાર-સભાળ લીધી નહિ.

'એક દિવસ નજીવી વાત ઉપરથી દેરાણીએ જુદ્ધ મચાવ્યું ને દિયરને કહે કે ઘરમા આ લોકો નહિ કે હુ નહિ સધ્યાકાળનો વખત દિયર કહે કે, ભાભી, આ પડખેનું ઘર તમારા ભાગનું છે, ત્યા તમે જાઓ '

મે વિમળાબહેનને કહ્યુ, 'ચાલો એ બહાને તમે છૂટ્યા ' વિમળાબહેન ઉશ્કેરાઈને બોલી ઊઠ્યા, 'હા છૂટ્યા પણ ખાલી ઘરને શું ઓઢીએ કે પહેરીએ? મે દિયરને કહ્યુ કે ભરૂચથી મારો સામાન આવશે, ત્યારે

અમારા ઘરમાં રહેવા જઈશું.' પણ દિયર કહે, 'ના, હવે એક ઘડીનો વિલંબ નહિ. તમે નહિ જાઓ તો હું ને તમારી દેરાણી કૂવો પૂરીશું.' એમ કહી ઘરની કૂંચી મારા પગ આગળ ફેંકી.

'અમે તો રોજ બહારગામ નોકરીએ રહેતાં અને કોઈ વાર કોઈ પ્રસંગે બેચાર દિવસ આવીએ ત્યારે દિયરને ત્યાં ઊતરીએ. એટલે અમારા ભાગના ઘરમાં કાંઈ ખાસ સામાન રાખતાં નહિ. થોડુંઘણું હતું તે અમારી ગેરહાજરીમાં પગ કરી ગયું હતું. ઘર ઉઘાડીને રહેવા ગયાં. પણ ત્યાં તો ધૂળકચરો ને જાળાં–બીજું કશું નહિ. ચોમાસાની ભરપૂર શરદી. નહિ ઓઢવાનું, નહિ પાથરવાનું. રાત પડી ને છોકરાં ભૂખ્યાં થઈ ખાવાનું માગવા મંડ્યાં. પણ ક્યાંથી આપું? આખરે રડીરડી થાકીને છોકરાં ખુલ્લી ધૂળકચરાવાળી જમીન પર એકએક સાથે લપાઈ ઊંઘી ગયાં. સૌથી નાના બાળકને ખોળામાં લઈ હું આખી રાત જાગતી બેસી રહી.' વાત કરતાંકરતાં વિમળાબહેન ડૂસકેડૂસકે રડી પડ્યાં. અમારી સૌની આંખોમાં પણ આંસુ આવ્યાં. વિમળાબહેને આંખો, મોં લૂછી આગળ ચલાવ્યું: 'બીજે દિવસે સવારે પાડોશીઓને ખબર પડી ત્યારે કોઈ વાસણ, તો કોઈ પથારી ને કોઈ સીધુંસામાન એમ ધીમેધીમે આપી ગયાં. કોઈએ બેત્રણ દિવસ છોકરાંને જમાડ્યાં ને મારે માટે થાળી મોકલી. એમ પાડોશીઓની મદદથી અમારું ગાડું ચાલ્યું.'

બેઠેલામાંથી એકે પૂછ્યું: 'પછી તો તમારો સામાન

ભરૂચથી આવી ગયો હશે એટલે અડચણ નહિ પડી હોય '

વિમળાબ્હેન ગળગળા સાદે બોલ્યા, ' એનુ એક પાછુ જુદુ પુરાણુ છે બહુ દિવસ થયા પણ સામાન આવ્યો નહિ એટલે મે મારી વસુ પાસે ભરૂચ ઑફિસના હેડકલાર્ક પર કાગળ લખાવ્યો ત્યારે જવાબ આવ્યો કે ' અમે તો સામાન કે' દહાડાનો ચઢાવ્યો છે ને રેલવે નુ નૂર ભરી દઈને રસીદ તમારા દિયર પર મોકલી છે ' દિયરને પુછાવ્યુ ત્યારે એ તો નામુક્કર જ ગયા રેલવે ઑફિસમા કામ કરનાર એક કારકુન અમારી સામે રહેતો હતો તેને મે તપાસ કરવા વિનતિ કરી એણે તે જ દિવસે તપાસ કરી ખબર પડી કે રેલવે ઑફિસમાથી ઉપરાઉપરી નોટિસો મોકલ્યા છતા દિયરે સામાન ઉતરાવ્યો નહિ એટલે ઑફિસવાળાએ સામાન બહાર ચોગાનમા નખાવી દીધેલો. પેલો કારકુન બિચારો ભલો માણસ જે વેરણખેરણ પડેલુ તે ગાડામા ભરી લઈ આવ્યો '

' ચાલો એ પણ ઠીક '

' હા, ઠીક ! અંદરથી ચાદીના વાસણુની પેટી ચોરાઈ ગયેલી ગોદડા, ગાદલા વરસાદથી પલળીને સડી ગયેલા પેટીમાના કપડાની પણ તેવી જ દશા ફર્નિચર પણ ખોવાઈ ગયેલુ કે ભાગીતૂટી ગયેલુ વસુના બાપાએ એક ચોપડી લખીને છપાવેલી સરકારે એની પાચસે નકલ વેચાતી લેવાનું કબૂલ કરેલુ, પણ એ ચોપડીઓ પણ પલળીને તદ્દન નકામી થઈ ગયેલી નહિ તો મારા છોકરાને એટલો પણ ભલો, ચારસો રૂપિયાનો આધાર રહેત '

મેં કહ્યું, 'દિયરે સામાન પચાવી પાડ્યો હોત તો જુદી વાત. પણ આમ ન તમને આપ્યો, ન પોતે લીધો, એમાં શો લાભ થયો ? ખાધું નહિ ને ઢોળી નાખ્યુ એના જેવું જ કર્યું ને ?'

વિમળાબહેને કહ્યું, 'દ્વેષ કાંઈ લાભ–નુકસાન જોવા બેસે છે ? મને જે રંજાડ કરી તે ખરી ! દિયરે જુદાં કાઢ્યાં પણ ખરચી તો આપી નહિ. પાડોશીઓની દયા પર કાંઈ રોજ જિવાય ? મારા થોડા દરદાગીના વેચી થોડા મહિના ચલાવ્યુ. એટલામાં મારે સારે નસીબે અમારા ગામમાં એક વિધવા આશ્રમ નીકળ્યો. મેં તો બસ નિશ્ચય કરી લીધો કે ત્યાં જઈને રહેવુ અને હું તો ત્યાંના મેનેજરને કહેવા પણ ગઈ કે ગમે તેમ કરીને મને ને મારાં છોકરાંને રાખો. આશ્રમ કાઢનાર ભાઈ મારી વસુના બાપાને ઓળખતા હતા. તેમણે કહ્યું કે 'એમ અનાથ પેઠે તમે રહો તે મને ગમે નહિ, એના કરતા તમે મેટ્રન તરીકે રહો. અમારે સારા ઘરની બાઈની એ કામ માટે જરૂર જ છે. પગાર તો નામનો આપીશુ પણ તમને ને છોકરાંને પણ રહેવાનુ ને ખાવાપીવાનુ મળશે ને છોકરાંને ભણાવવાનો પણ બંદોબસ્ત કરીશું.' બસ, મને તો ભગવાન મળી ગયા. હું તો કોઈને પૂછયાગાછયા વગર છોકરાને લઈને આશ્રમ માં ચાલી ગઈ.

પાસે બેઠેલા એકે કહ્યું, 'તમારા દિયર–દેરાણીને તો નિરાંત થઈ હશે કે ટાઢે પાણીએ ખસ ગઈ.'

વિમળાબહેન બોલ્યા, 'એમનુ તો નામ જ મૂકો ને !

મારે ઘેર તાળું જોઈ એ લોકોએ પૂછાપૂછ કરી મૂકી ને ખબર પડી કે હું આશ્રમમાં નોકરી રહી છું, ત્યારે ત્યાં આવીને તોફાન મચાવ્યું કે તમે 'નાતજાતમાં અમારું નાક કપાવ્યું' મેં તો ચોકખું પરખાવ્યું કે મને ખાધાખોરાકીનું ને છોકરાને ભણાવવાનું ખરચ દર મહિને બાંધી આપો તો ઘેર પાછી આવું પણ એ તો કહે કે મારે શી પડી છે તે હું તમને ખરચ આપું?'

'વાહ રે વાહ! પોતે ખર્ચ આપવું નહિ ને નોકરી કરવા દેવી નહિ, એ ન્યાય ક્યાનો?'

વિમળાબહેન ઉશ્કેરાઈને બોલ્યાં, 'વિધવાને ન્યાય આપવાનો આપણે ત્યાં રિવાજ જ ક્યાં છે? એને તો ચારે તરફથી અન્યાય જ કરવાનો! છો ને રિબાઈને મરી જતી, એક પાપ દુનિયામાંથી ઓછું! હું મક્કમ રહી એટલે દિયરે કહ્યું, કે 'અમે તો આજે તમારું સૌનું સ્નાન કરીશું' મને થયું કે 'કરેલું જ છે તો!'

વિમળાબહેનને વિધવા આશ્રમની નોકરીના અનુભવને લઈ હવે અમારા શહેરમાં વધારે સારી નોકરી મળી હતી એમણે આપબળ ઉપર ઝૂઝી છોકરા ભણાવ્યા ને પરણાવ્યા. કેટલાક વર્ષ પછી એમની વસુ મને મળી પોતાના કુટુંબની વાતો કરતા એણે કહ્યું, 'મારા બાને સારી નોકરી મળી, અમે બધા ઠેકાણે પડ્યા ને હવે કોઈની ઓશિયાળી ના રહી, ત્યારે મારા કાકા બાને તેડવા આવ્યા હતા! એમના છોકરાનું લગન હતું ને બહુ આગ્રહ કરવા મંડ્યા પણ મારા બાએ તો કહ્યું કે 'તમે તો અમારું સ્નાન કર્યું છે, એટલે અમે તો મરી ગયેલા ગણાઈએ હવે તો ભૂત થઈને આવીએ ત્યારે!'

[ ૨ ]

'આવો શાંતાબહેન, આજે કંઈ બહુ દિવસે ભૂલાં પડ્યાં? કાંઈ બહુ કામમાં રોકાઈ ગયાં છો કે શું?' મારાથી ત્રણચાર ઘર મૂકીને રહેતાં શાંતાબહેનને દાખલ થતાં જોઈ મેં કહ્યું.

'ના ના, ખાસ કામ નહિ પણ આ નાની બહેન એને સાસરેથી આવી છે, એટલે વાતોમાં વખત ચાલ્યો જાય છે.'

શાંતાબહેન સાથે આવેલી એમની નાની બહેન તરફ મેં જોયું. સુંદર નહિ છતાં સુઘટિત, બુદ્ધિશાળી ચહેરાવાળી પણ શરીરે એકવડા બાંધાની ત્રીસપાંત્રીસ વર્ષની એ હતી.

બધાં બેઠાં એટલે મેં મશ્કરીમાં પૂછ્યું, 'બહેન, આવાં દૂબળાં કેમ છો? સાસુ બરાબર ખાવા નથી આપતા?'

શાંતાબહેને કહ્યું, 'ખાવા તો આપવું પડે એટલે આપે છે. બીજું કશું તો નથી જ આપતા.'

મેં નવાઈ પામી પૂછ્યું, 'એટલે?'

'એટલે એમ કે અમારા અસલી રિવાજ પ્રમાણે વહુ ફક્ત રોટલાની હકદાર, બીજા કશાની નહિ. નાની બહેનની સાસુ એ રિવાજ બરાબર ચુસ્ત રીતે પાળે છે.'

'આ જમાનામાં એ તો નવું સાંભળ્યું.'

'તમે નવું સાંભળ્યું હશે, પણ અમારી નાતમાં તો મોટે ભાગે હજી એવું જ છે.'

'ઘરેણાંગાંઠાં તો જવા દો, પણ કપડાંલત્તા પણ સાસરેથી ના મળે!'

'એક ચીથરું પણ નહિ. ચોળીનાં બટન તૂટી ગયાં

હોય તોપણ પિયરથી આણેલા હોય તો, ટાઢવાના ને નહિ તો એમ ને એમ ફરવાનુ.'

'વાહ! એ તો ગજબ કહેવાય! તમારી નાતમા વરવિક્રયનો રિવાજ છે એ તો ખબર હતી, પણ આટલી હદ સુધી હશે તે જાણ્યું નહોતું બીજુ કશુ ના આપે તો પછી વહુને દૂધ, ઘી જેવી પુષ્ટિકારક ચીજો તે શેના જ આપતા હશે?'

'અરે રામરામ કરો ને! આ નાની બહેનને ઝીણો તાવ આવે છે, પણ દવાદારૂનુ પણ નામ નહિ વહુઓને અમારામા માંદા પડવાનો અધિકાર નથી પિયરથી હાથ ખરચીના પૈસા આણ્યા હોય તેમાથી સાધારણ માંદગીના ઉપચાર વહુની મરજી હોય તો કરે વધારે માંદી પડે તો પિયર ધકેલી દેવાની અરે, મારા મામાની છોકરી પાસે પિયરથી આણેલા પૈસા થઈ રહેલા તે પડોશણ પાસે માગીતાગીને બે પૈસાનુ પોસ્ટકાર્ડ લઈ પિયર પોતાની માંદગીની ખબર આપી સાસુએ તો કહી દીધુ કે એમ ટપાલના પૈસા બગાડવા માટે અમે વહુ નથી લાવ્યા!'

નાની બહેને નીચુ જોઈ કહ્યુ, 'ટપાલની ટિકિટના પૈસા વહુને આપવાનો રિવાજ તો મારે ત્યા પણ નથી'

શાતાબહેન ઉશ્કેરાઈને બોલ્યા, 'હા નથી! અને લગન વખતે હજારો રૂપિયા વેવાઈ પાસેથી ઓકાવવાનો રિવાજ છે! આ નાની બહેનના લગનમા મારા બાપાજીએ વીસ હજાર રૂપિયા ખરચ્યા હતા એ વખતે તો સોઘવારી હતી અત્યારે એ પ્રમાણે લગન કરે તો લાખેક રૂપિયા થઈ જાય વેવાઈઓને માટે બે હજાર તો ખાજા માગ

બાએ કરાવ્યા હતા અને જાન વળાવતી વખતે એટલા મિષ્ટાન્ન સાથે આપ્યા હતા, કે એને માટે ખાસ ગાડા જોડવા પડ્યા હતા.'

મે પૂછ્યુ 'એટલા બધા મિષ્ટાન્નને તે વેવાઈ શુ કરે? દુકાન માડે?'

'પોતાને ગામ જઈ સગાવહાલા ને ઓળખીતામા વહેચે ને એમની આગળ ફુલાય કે અમને કેવા પૈસાદાર વવાઈ મળ્યા!'

'ચાલો, એટલો પણ ગુણ જાણે તે ઠીક,' મે કહ્યુ. શાતાબહેન મોઢુ મરડી બોલ્યા, 'જાણ્યો ગુણ! એ તો ગામલોકો આગળ એમ કહે બાકી ઘરમા વહુને તો રોજ એમ જ કહેવાનુ કે તારા માબાપે કાઈ ના આપ્યુ નાની બહેનના લગનને વીસ વરસ થઈ ગયા પણ હજી એની સાસુ રોજ એમ જ કહે છે કે તારાં માબાપે અમને કાઈ ન આપ્યુ ને હજી અમારા પાચ હજાર લેણા છે'

'પણ બહેનના વર એમના બચાવમા કશુ નથી બોલતા કરતા?'

'એ જ ખૂબી છે ને! એમને તો માબાપ કહે તે વેદવાક્ય બહેન બિચારી સતાપમા શેકાઈને અડધી થઈ ગઈ છે, પણ બનેવીના પેટમાનુ પાણી પણ હાલતુ નથી અમારા જેવા શિખામણના બે શબ્દ કહેવા જાય તો અમને તોડી પાડે ને કહે, કે 'તમે તો સુધરેલા, વહી ગયેલા છો અમે તો અસલી, અમે રામચદ્રજી માફક વડીલની આજ્ઞાને ઈશ્વરની આજ્ઞા માનનારા' હવે એને અમારે શુ કહેવુ?'

'આવી રોજની હાયવરાળમાં બહેન બિચારા શી રીતે

જિંદગી કાઢતા હશે? વાચવા કરવામાં દુઃખ ભૂલવાનો પ્રયત્ન કરે તો સારું.'

'એ શું બોલ્યાં? વહુને માટે ચોપડીઓ કોણ મંગાવે? નાની બહેનને તો હદ ઉપરાંત વાંચવાનો શોખ છે, પણ મારી પાસેથી કે મારા ભાઈ પાસેથી ચોપડીઓ લઈ જાય ત્યારે જ વાંચવા મળે.'

નાની બહેન ધીમેથી બોલી, 'ના શાંતાબહેન, હવે તો મેં ગામની લાયબ્રેરીનું લવાજમ ભર્યું છે ને ત્યાંથી ચોપડીઓ ને ચોપાનિયાં મંગાવું છું.' શાંતાબહેને અકળાઈને કહ્યું: 'હાથખરચીના પૈસા નકામા એમ બગાડે છે તે માંદીસાજી થઈશ ત્યારે હેરાનગતિનો વારો!'

નાની બહેન બોલ્યાં, 'સ્ત્રીઓ માટે ફક્ત વરસે બે જ રૂપિયાનું ખાસ લવાજમ રાખ્યું છે. કાકા થોડા દિવસ ઉપર મારે ગામ કાંઈ કામ સારુ આવ્યા, ત્યારે જતી વખતે મને બે રૂપિયા આપી ગયા હતા. તેમાંથી આ વરસનું લવાજમ ભર્યું છે. આવતે વરસે પણ વળી એવું કાંઈ શોધી કાઢીશું.'

'વરસે બે રૂપિયા જેટલુ પણ બૈરીનું જ્ઞાન વધારવા જે માણસ ખરચે નહિ, તે દેશને માટે શું કરે? ખરેખર, તમારા આ રિવાજનું તો કાંઈ કરવું જોઈએ. તમારી નાતનાં પેલાં માણેકબહેન એ બાબતમાં સારું કામ કરે છે. એમના જેવાં બૈરાં ઘણા નીકળે તો રિવાજ આપોઆપ નીકળી જાય.'

શાંતાબહેને ફરી મોઢુ મરડયું, 'જવા દો ને માણેકબહેનનું નામ! લોકોમાં વાહવાહ કહેવડાવવા ઠેરઠેર ભાષણ કરતાં ફરે છે, એટલુ જ. 'બાકી પોતાના છોકરાના લગનમાં

રિવાજથી સવાયું માગ્યું ને લીધું!'

હું બોલી ઊઠી, 'ખરેખર! પણ એ તો બધે કહે છે કે સમજુ સ્ત્રીઓની પહેલી ફરજ છે કે પોતાને ત્યાંથી રિવાજ બંધ કરવો. મને તો લાગે છે કે એમના વર કે વડીલો આડાં આવ્યાં હશે એટલે લેવું પડ્યું હશે.'

'વરનું તો કશુ ચાલતું જ નથી ને વડીલો કોઈ છે જ નહિ. માણેકબહેન પોતે જ આડાં ફરીને બેઠાં ને મોંમાગ્યું મેળવ્યું, ત્યારે લગન થવા દીધું. છોકરીના બાપને તોબા પોકરાવી!'

'મેં સાંભળ્યુ છે કે તમારામાં ભણેલા જુવાનો પણ નાતના રિવાજમા માબાપને સાથ આપે છે ને ઉપરથી વિલાયત જવાંના કે મોટર ખરીદવાના પૈસા સસરા પાસે માગે છે તે ખરી વાત?'

'તદ્દન ખરી વાત.'

'ત્યારે એમાથી છૂટવાનો કોઈ આરો જ નથી.'

નાનીબહેન શાતિથી બોલી, 'છે! છોકરીઓ જ્યારે બળવો જગાવશે અને પ્રતિજ્ઞા લેશે કે કુંવારાં રહીશું કે પરનાતમાં પરણીશું, પણ લોભિયા જુવાનો કે તેમનાં માબાપને પાઈ પરખાવવા નહિ દઈએ, ત્યારે આખી નાતનો છૂટકો થશે.'

[ ૩ ]

મારી સામેના મકાનમાં રહેતાં હરકોર શેઠાણીને રતનગઢના ઠકરાણી સાથે બહેનપણાં હતાં. ઠકરાણી અવાર-નવાર શેઠાણીને ત્યાં આવતાં; તેથી મારે પણ તેમનો સારો પરિચય થયો હતો. જ્યારે આવે ત્યારે મને રોજ બોલાવે

- બહેન બોલ્યા, 'અમારા રજપૂતાનાના પૂણાની વાત શી કરવી? તેમા યે રજવાડામા તો સખતાઈની હદ નહિ એ- અધારા ઓરડામા બધા બારીબારણા બધ કરી એક ખૂણામા દાસીઓ મને લાબો ઘૂમટો કઢાવી બેસાડી ગઈ લીપણની જમીન ઉપર શેતરજીનો કટકો કે ઘાસનો ચાકળો પણ ન મળે ભોય પર જ બેસવાનુ પાસે પાણીનુ માટલુ ને પવાલુ મૂક્યા ત્રીજે પહોરે બાજરીનો રોટલો ને દાળ પીરસેલી થાળી મારા મોઢા આગળ મૂકી! હુ તો કપી ગઈ આગલે દિવસે ચાદીના બાજઠ પર મૂકેલા ચાદીના વાસણોમા પીરસેલા ભાતભાતના ભોજન યાદ આવ્યા, પણ શું થાય? બપોરે તો રોટલો ને દાળ પણ મળ્યા, પણ રાત્રે તો તે પણ નહિ મોડે સુધી રોકકળ ચાલી ને પછી બધા ખાવા પીવામા પડ્યા ને થાકીને ઊગી ગયા એટલે મને ઓઢવા પાથરવાનું આપવા પણ કોઈ આવ્યુ નહિ દરબારની મુખ્ય વડીલ સ્ત્રીએ મને તાકીદ આપેલી, કે 'જુઓ, બાળક છો માટે કહી મૂકુ છુ કે રોવા સિવાય તમારા મોઢામાથી અવાજ ન નીકળે, નહિ તો બહુ ખોટુ કહેવાશે' આને લીધે મારાથી કોઈ દાસીને બૂમ પાડીને બોલાવાય પણ નહિ અડધી રાત સુધી ઓઢવાના-પાથરવાનાની વાટ જોઈ, છેવટે જમીન ઉપર ટૂટિયુ વાળી હુ સૂઈ ગઈ પોષ મહિનો એટલે રજપૂતાનામા ટાઢનુ તો પૂછવું જ શું? આગલી રાત્રે તો ઠાકોરસાહેબના ખોળિયામા જીવ હતો એટલે હુ સોહાગણ હતી, તેથી મારા ચાદીના છત્રપલગ ઉપર એક હાથ ઊચી મશરૂની તળાઈ પર કાશ્મીરી શાલ ને મખમલની રજાઈ

ઓઢીને સૂતી હતી. આમ મને છેક ઊચેથી નીચે ખાડામાં ગબડાવી દેતા કોઈને કશી દયા આવી નહિ.'

મે કહ્યુ, 'રાજવૈભવમા રહેલાને તો એક રાત પણ એવી ખેચવી મુશ્કેલ પડે.'

'એક રાત શેની, પાથરવાનુ તો મહિનાઓ સુધી આપ્યુ જ નહિ. અને ઓઢવાનુ કોઈ દિવસ મળે ને કોઈ દિવસ કાણે આવેલી સ્ત્રીઓ આસપાસના ઓરડાઓમા સૂએ, તેમાની કોઈ મારી કામળ પહેલી રાત્રે તાણી જાય એટલે હુ એવી ને એવી.'

મોટા ઠકરાણી બોલ્યા, 'ને જૂપુરાણુ તો કહી સભળાવો!'

'ઠાકોરસાહેબ ગુજરી ગયા તે દિવસે મને સ્નાન કરાવ્યુ. પછી છેક બારમાને દિવસે નવડાવી. ત્યા સુધી કોઈએ નાહવાનું પાણી જ ન આપ્યુ ને લૂગડા યે ન બદલાવ્યા બારમાના દિવસ પછી છેક અઢી મહિના સુધી ન નાહવાનુ પાણી કે ન બદલવાના લૂગડા. ઉનાળાની શરૂઆત થઈ ચૂકેલી એટલે હુ તો નાહ્યા વગર અકળાઈ જાઉ ને લૂગડામા પણ સેકડો જૂઓ પડી ગઈ ગતદહાડો શરીર ખજવાળીને હેરાન થઈ ગઈ.'

હરકોર શેઠાણી બોલી ઊઠ્યા, 'ઓ મા રે! આ તો નવી નવાઈ! નાહવામા તે વળી શોક કેવો?'

ઠકરાણીના બહેને કહ્યુ, 'અમારી તરફ પાણીની તગી અતિશય તેથી નાહવું તે પૈસાદારોની મોજ ગણાય. એટલે વિધવાને કાંઈ મોજશોખ કરવા દેવાય? પણ હું તો આખરે કંટાળી. મારા ઓરડાનુ એક બારણુ એક નાની અગાસીમા

અને રજવાડાંની સ્ત્રીઓનાં દુઃખોની પરંપરા સંભળાવે.

એક દિવસ શેઠાણીનો નોકર બોલાવવા આવ્યો ત્યારે મેં કંઈક કંટાળીને કહ્યું, 'ગઈ કાલે તો ઠકરાણી સાહેબને મળી છું. હવે આજે કામ છે એટલે કાલે આવીશ એમ કહેજે.'

નોકરે કહ્યું, 'ઠકરાણી સાહેબનાં બહેન આવ્યાં છે ને કાલે સવારે તો પાછાં જવાનાં છે. તેથી તમને ખાસ આજે બોલાવ્યાં છે.'

મારે જવું જ પડ્યું.

ઠકરાણીનાં બહેન ગોરાં, નમણાં અને નાની ઉંમરમાં ખૂબસૂરત હશે એવાં લાગતાં હતાં.

મેં નમસ્કાર કરી બેસતાં ઠકરાણીને કહ્યું, 'આપનાં મોટાં બહેન લાગે છે.'

'ના રે, મારાથી દસ વરસ નાનાં છે. દુઃખમાં ને દુઃખમાં આ વાળ ધોળા થઈ ગયા છે ને આવો ડોસી જેવો અવતાર થઈ ગયો છે.'

વેશ ઉપરથી બહેન વિધવા લાગતાં હતાં. મેં આશ્વાસન આપતાં કહ્યું, 'ઈશ્વરી કોપ આગળ આપણું શું ચાલે?'

ઠકરાણી બોલ્યાં, 'ઈશ્વરી કોપ કરતાં વધારે માણસનો કોપ જ બૈરાંનો અવતાર બાળી મૂકે છે.'

હરકોર શેઠાણી બોલ્યાં, 'હા, અમારામાં તો વિધવાઓને સગાંવહાલાં પાર વગરની હેરાન કરે છે ને ટુકડા રોટલા માટે ટળવળાવે છે, પણ તમારામાં તો એ ફિકર નહિ ને?'

'કેમ નહિ ? અમારામા યે ઘણીઓને દિયર, જેઠ કે ઓરમાન દીકરા જિવાઈ માટે ટળવળાવે છે કોઈને સગા દીકરા પણ હેરાન કરે છે ઘડીએઘડીએ ધમકી આપ્યા કરે કે જિવાઈ બધ કરીશુ, એટલે બાઈ બિચારી મૂગે મોઢે બધુ સહન કર્યા કરે. જો કે બહેનને તો એ દુખ નથી બનેવી સમજુ હતા ને એને પૈસાની બાબતમા સ્વતત્ર કરી ગયા છે '

મે કહ્યુ, 'તો તો ફક્ત માણસ ગયાનુ જ દુખ ને ?'

ઠકરાણીએ કહ્યુ, 'પૂછો બહેનને, એણે રડાપો કેમ કાઢ્યો છે તે અમે તો બહેનનુ આવુ થયુ ત્યાર પછી નિશ્ચય કર્યો કે રજપૂતાનામા દીકરી આપવી જ નહિ '

'બહેનનુ સાસરુ રજપૂતાનામા છે ?'

'હા, સ્ટેટ તાબે એક ઠકરાતમા બહેનને દીધા હતા બહેનને વર તો સારો મળ્યો હતો તે એમને બહુ સુખમા રાખ્યા પણ નસીબ ટૂકુ તે પરણ્યા પછી પાચ વરસે એમનો કાળ થયો બે નાના છોકરા મૂકી ઠાકોર સ્વર્ગવાસી થયા '

'તે વખતે બહેનની ઉમર કેટલી ?'

'ઓગણીસ વરસની

હરકોર શેઠાણીએ પૂછ્યુ, 'એટલી નાની ઉમરમા બહેનનો વેશ તો નહિ ઉતરાવ્યો હોય ?'

'અમારામા વાળ તો કઢાવવાનો રિવાજ નથી, પણ ચૂડો ભગાવીને કાળુ તો પહેરાવ્યુ જ પણ એટલેથી પત્યુ હોત તો ઠીક બહેન, જરા આમને કહો તો ખરા કે તમે કેવો ખૂણો પાળ્યો ?'

પડતું હતુ જો કે તે મજબૂત બંધ-રહેતુ. પણ હુ સંવારમા વહેલી ઊઠી છાનીમાની બારણુ ઉઘાડી એ અગાસીમા જાઉં ને પીવાને માટે મૂકેલા માટલાના પાણીથી જેમતેમ નાહી લઉં ને કપડા બોળીને ત્યા સૂકવી દઉં દાસીઓ બબડે કે તમે માટલુ ભરીને પાણી પી જાઓ છો ને અમારે રોજરોજ ઊંડા કૂવામાથી ભરવુ પડે છે, પણ હુ સાભળ્યુ ન સાભળ્યુ કરુ.'

મે પૂછ્યુ, 'એ નરકવાસમાથી કેટલા વખતે છુટકો થયો?'

'એક વરસે પિયર જઈ ખૂણો મૂકયો, પણ સાસરેથી પાછી તરત બોલાવી લીધી કાળા લૂગડા પહેરીને બાજરીનો રોટલો ને દાળ ખાઈ પદર વરસ મારા આવાસમા કાઢ્યા. છેવટે મારા છોકરા સમજણા થયા ત્યારે મને કહેવા મડ્યા કે હવે બહુ શોક પાળ્યો એમના આગ્રહને વશ થઈ કાળાને બદલે ધોળા છાપેલા લૂગડા પહેરવા માડ્યા ને શાકભાજી ખાવા શરૂ કર્યા.'

મે કહ્યું, 'કુટુબના બીજા કોઈ વડીલે એટલોયે વિવેક ન કર્યો તે છોકરા પર તમારે આધાર રાખવો પડ્યો?'

'એમને શી પડી હોય? બધા પોતપોતાના સ્વાર્થમા મશગૂલ જૂની દાસીઓનું મહેલમા જોર બહુ એ બધી અભણ ને એમ માને કે અમથી રિવાજને માન આપીએ તેમ આપણુ સારુ દેખાય એટલે એમણે જેમ રાખી તેમ હું રહી'

'એ પદર વરસમા કોઈ સગાવહાલાને મળવા-કરવાનું તો બન્યું જ શેનું હશે?'

'ભાગ્યે જ મારે પિયરથી ખબર પૂછવા આવે તે દાસીઓને મળે. સાસરાના કુટુબમા એક કાકાજી વડીલ

હતા. તેમની રજા વગર કોઈને મારી પાસે આવવાનું નહિ. ગામનાં ઐરાંમાંથી મોટી ઉંમરનાં, અસલી હોય તેમને કોઈ વાર આવવા દે. તમારા જેવાં આવે તો બારણેથી જ પાછાં વાળે.'

'ત્યારે હવે આ ફેરફાર કેવી રીતે થયો? બહાર શી રીતે આવો છો?'

મોટાં ઠકરાણી બોલ્યાં, 'એક વખત હું સુબઈ ગઈ ત્યારે....સ્ટેટનાં મહારાણી ત્યાં હતાં. એ સ્ટેટને તાબે જ બહેનના સસરાની ઠકરાત છે. મે જઈને મહારાણીને વિનતી કરી કે હવે મારી બહેનને આ કેદખાનામાથી છોડાવો. મહારાણી ભલા હતા. એમણે મહારાજા મારફત બહેનનો ભત્રીજો જે ગાદીએ છે તેના ઉપર દબાણ કરાવ્યુ અને મારે ત્યા ને પિયર જવાઆવવાની છૂટ કરાવી. પછી તો ધીમેધીમે વડીલો મરી પરવાર્યા ને જમાનો પણ બદલાતો ગયો એટલે હવે કશુ બધન નથી.'

મે કહ્યુ, 'હા, પણ બહેનનો જુવાનીનો ખરો વખત તો છતે વૈભવે કાળા લૂગડા પહેરીને ઘરને ખૂણે રોટલા દાળ ખાવામા જ ગયો ને?'

ઠકરાણી બોલ્યાં, 'તેથી તો કહુ છુ કે ઈશ્વરી કોપ કરતા માણસનો કોપ જ ઐરાનો અવતાર બાળી મૂકે છે!'

[૪]

હવાફેર કરવા માટે શહેર બહાર એક નાના બગલામાં રહેવા જવાનુ અમે નક્કી કર્યું હતું. હજી તો અમારો સામાન બગલામા મુકાતો હતો ત્યા એક રબારણ આવી પૂછવા

મંડી, 'બૂન દૂધ બાંધવું સે? અમારા જેવું દૂધ તમને ક્યોંય નહિ મળે.'

મેં પૂછ્યું, 'તારી ભેંસો છે?'

'ના રે બૂન, અમે ગરીબ આદમી. આ તો લખમીબૂનની સે.'

'કયાં લક્ષ્મીબહેન?'

'આ તમારી પછવાડેના બંગલામાં સે એ.'

'તું એમનું દૂધ વેચે છે?'

'હોવે, લખમીબૂનની મેરબાની સેં તે મનેં ને મારા જીવલાના બાપાને કામ કરવા રાખ્યાં સે ને પગાર આલે સે.'

'વારુ લાવજે દૂધ, સારું હશે તો રાખીશું.'

'સારાનું તો કે'વું જ નહિ, ને ઘી–મોંખણ, દહીં, છાશે, બધુંએ મળહે.'

'લક્ષ્મીબહેનના વર એ દૂધ–ઘીનો વેપાર કરતા હશે.'

'અરે બૂન! વર વેપાર કરી કમાવી આલતા હોય તો પછી બચારાં લખમીબૂનનેં શું કરવા નીત પરોઢમાં નેતરાં તાણવાં પડે! વર તો એ પેસી મૂઈને લઈને બેઠા.'

'ઠીક, હવે પછી એ વાત કેરીશું. તું તારે દૂધ સવાર-સાંજ લાવજે. હમણાં સામાન ગોઠવી લેવા દે.'

રબારણ ચાલી ગઈ. મને લક્ષ્મીબહેનની કથની જાણવાની જિજ્ઞાસા તો થઈ, પણ ઓળખાણ થયા પછી ધીરેધીરે જાણી લઈશ એમ વિચાર કર્યો.

બીજા બંગલાઓ કરતાં લક્ષ્મીબહેનનો નાનો સરખો બંગલો અમારી બહુ નજીક હોવાથી અમારે ઓળખાણ

સ્વાભાવિક રીતે જ થઈ અને પછી તો પરિચય વધ્યો. લક્ષ્મીબહેનને બે છોકરાં હતાં. વર ઘરમાં નહોતા, રહેતા એટલું જ નહિ, પણ કોઈ દિવસ આવતાજતા પણ દેખાતા નહિ. બીજાં પાડોશીઓ પાસેથી વાતો સાંભળી હતી કે લક્ષ્મીબહેનને વર સાથે બનતું નથી. પૂછવા જતાં કદાચ એમને ખોટું લાગે એ બીકે હું વાત કાઢતી નહિ, પણ એક દિવસ આપોઆપ જ વાત નીકળી ગઈ.

લક્ષ્મીબહેન અને હું એમને ઓટલે બેસીને વાતો કરતાં હતાં, ત્યાં એક માણસ આવ્યો ને હાથમાંનું પરબીડિયું લક્ષ્મીબહેનને આપ્યું.

અંદરથી સો રૂપિયાની નોટ કાઢતાં લક્ષ્મીબહેને કહ્યું, 'ઊભા રહો, પહોંચ આપું.'

ઊઠીને ઘરમાં જઈ તેમણે સ્ટૅંપવાળા કાગળ ઉપર સહી કરી પેલા માણસને પહોંચ આપી ને તે ચાલ્યો ગયો.

મેં પૂછ્યું, 'કોઈ ઘરાકના પૈસા આવ્યા હશે.'

'ના, ના, આ તો મારી ચંદ્રિકાના બાપુ તરફથી આવ્યા છે. દર મહિને મોકલે છે.'

'ચાલો સારું, એટલો પણ સંબંધ રાખે છે તે.'

'ન રાખે તો જાય કયાં? હું કાંઈ હવે છોડું નહિ. બધું જ પેલી દબાવીને બેઠી છે તો હું ને મારાં છોકરાં સો રૂપિયામાંથી યે ગયાં?' લક્ષ્મીબહેન જોસથી બોલ્યાં.

મેં કહ્યું: 'જુઓ બહેન, મને તો કશી ખબર નથી. મેં તો સહેજ કહ્યું. ગુસ્સે થશો નહિ.'

'ના, હું કાંઈ તમારા પર ગુસ્સો કરતી નથી. એ તો

કોઈ વખત અકળાઈ જવાય. તમે તો હમણાં અહીં રહેવા આવ્યાં છો, તે તમને શી ખબર હોય કે મારા પર શું શું વીત્યુ છે?'

'નહિ જ. પણ તમને હરકત ન હોય તો કહો.'

'હરકત શી હોય? આખી દુનિયા જાણે છે. અહીં શહેરમાં જ અમે રહેતાં હતાં ને અમારું બાપદાદાનું ઘર, ધંધો, આવક એ બધું હતું. ભગવાનની કૃપાથી બે છોકરાં પણ થયાં ને કોઈ વાતની ખોટ નહોતી. ત્યાં કોણ જાણે કયે ચોઘડિયે પડોશમા પેલી કાળમુખી જમના રહેવા આવી. એ વિધવા હતી ને એકલી હતી એટલે એની દયા જાણી હું એની સાથે વહેવાર રાખતી. બહારથી તો મોટી ભજનાણી હોવાનો ડોળ કરતી, પણ એણે ધીરેધીરે જાળ બિછાવી. ચંદ્રિકાના બાપુ પાસે સલાહ-મસલતને બહાને આવે ને એમને પણ પોતાને ત્યાં બોલાવે. એમ કરતાંકરતાં એમને પોતાના પાશમાં જકડી લીધા. બસ, પછી તો જમનાની આંખે જ એ દેખે. પાડોશીઓને તો એક તમાશો થઈ પડ્યો. મેં ઘણુંયે વારવા પ્રયત્ન કર્યો, પણ ચંદ્રિકાના બાપુ તો જાણે એની પાછળ ગાંડા જ થઈ ગયા. મારી સમજાવટ, આજીજી, ધાક ધમકી, કશાની અસર થઈ નહિ.' બોલતાંબોલતાં લક્ષ્મી બહેન રડી પડ્યાં.

મેં અંદર જઈ પાણી લાવી આપ્યું ને લક્ષ્મીબહેન મોઢું ધોઈ સ્વસ્થ થયાં. મેં કહ્યું, 'તમને દુઃખ લાગતું હોય તો હવે વધારે ન કહેશો.'

'ના, એ તો એમ કોઈ વખત મન ભરાઈ આવે.

બાકી હવે મેં દુઃખ લગાડવું છોડી દીધું છે.'

'તમે ત્યારે એ બધા તમાશાથી કંટાળીને અહીં રહેવા આવ્યાં હશો.'

'ના રે, એ પણ એ બે જણનાં જ કાવતરાં. એક દિવસ ચંદ્રિકાના બાપુ કહે કે 'આપણે થોડા દિવસ શહેર બહાર રહેવા જવું છે. અહીં ને અહીં મન કંટાળી ગયુ છે. આજે જ તૈયારી કરીને જઈએ. મે બંગલાનું નક્કી કર્યું છે.' હું તો ખુશી થઈ કે ચાલો થોડા દિવસ જમનાની બલામાંથી છૂટ્યાં. પણ ગાડીમાં જોઈતો સામાન ભરી અમે અહીં આવ્યા, ત્યારે મને ને છોકરાને ઉતારી દઈ પોતે કહે કે 'હવે તારે ને છોકરાને અહી રહેવાનુ છે. તને મહિને સો રૂપિયા મોકલીશ. આપણા હવે છેવટના રામરામ.' હું તો આભી જ થઈ ગઈ, પણ કાંઈ બોલુ તે પહેલા તો એ ગાડીમા બેસી ચાલ્યા ગયા.

'હું તો ઘણુ રડીકકળી, પણ શો ઉપાય? પહેલાં તો બહુ વસમુ લાગ્યુ. પછી ધીમેધીમે લાગવા માંડ્યુ, કે રાતદિવસ છાતી ઉપર જમ જેવી જમનાનો ભાર લાગતો તે ઓછો થતો જાય છે ને મન મોકળુ થતું જાય છે. વળી થયુ કે છોકરાને પણ ઘરના ખરાબ વાતાવરણમાથી બચાવી શકાયા છે, પણ એક ચિંતા ઊભી હતી. અમારી સ્થિતિ સારી હતી. એટલે મને વધારે ખરચની ટેવ હતી તેથી આવી મોંઘવારીમા સો રૂપિયામા ચલાવવું ભારે પડતું.'

મેં કહ્યુ, 'પાછું બંગલાનુ ભાડુ પણ ખરું ને?'

લક્ષ્મીબહેન અંગૂઠો બતાવી બોલ્યાં, 'ભાડું તો હું

કાઈ યે નથી આપતી પહેલે મહિને ઘરવાળાનો ગુમાસ્તો ભાડુ લેવા મારી પાસે આવ્યો, ત્યારે મે તો કહી દીધુ કે જેણે બંગલાની ભાડાચિઠ્ઠી કરાવી હોય તેની પાસે જાઓ, એટલે હવે તો ત્યાંથી લઈ આવે છે હુ શેની આપુ? મે ક્યારે કહ્યુ'તુ કે મને જુદી રાખો? પણ તો યે છોકરાને સારી નિશાળમા ભણાવવા, સારુ પુષ્ટિકારક ખવડાવવું એ બધુ સો રૂપિયામા મુશ્કેલ પડે હું ઝાઝુ ભણી નથી એટલે નોકરી પણ ક્યાથી મળે?'

'ત્યારે ચદ્રિકાના બાપુને કહેવડાવો ને કે વધારે આપે એમને તો સારી આવક હશે'

'એમણે તો ચોખ્ખી ના કહી દીધી છે કે વધારે નહિ આપુ કોરટ-દરબાર લડીને લેવાય તો લેજે હુ એકલી, પાસે પૈસા નહિ, કોરટ-દરબાર ક્યા લડુ? આ જડી રબારણ મારા વાસણ માજતી તેણે મને એક દિવસ કહ્યુ કે એની બહેનને વરે કાઢી મૂકી છે, તે પાસેના ગામડામા ભેસો રાખી પોતાનુ ગુજરાન મજાથી ચલાવે છે મને વિચાર આવ્યો કે એક રબારણ કરી શકે તે હુ કેમ ન કરી શકુ?

'એટલે મે તો મારી બગડીઓ વેચીને એક ભેસ લીધી જડી આસપાસ જઈને ઘરાકી બાધી આવી હવે તો ધીમેધીમે ભેસો વધારતી જાઉ છુ, ને ઘી પણ બનાવીને વેચુ છુ આ તરફ દહીની દુકાન નથી એટલે તે પણ લોકો લઈ જાય છે દૂધ-ઘીમા કદી પણ હુ ભેળસેળ કરતી નથી એવો સૌને વિશ્વાસ બેસી ગયો છે એટલે ઘરાકીની ખોટ પડતી નથી માગ છોકરા દૂધ-ઘીનો આરામ પામે છે ને

મારું ગાડું કોઈની મદદ વગર ગબડે છે. પરોઢિયે ઊઠીને જડી સાથે દહીં વલોવી માખણ કાઢું છું, તેથી શરીર પણ સારું રહે છે. અને આખો દહાડો ઘરાકોના દૂધ, ઘીના ને ભેંસોના ચારાખાણના હિસાબકિતાબમાં મન પરોવાયેલું રહે છે તેથી દુઃખ પણ ભૂલી ગઈ છું.'

મેં કહ્યું, 'ખરેખર તમારો દાખલો તો આપણામાં ઘણાંએ લેવા જેવો છે. તમે પ્રામાણિકપણે ગુજરાન ચલાવી છોકરાંને સારી રીતે પાળો છો ને પાછી કોઈની ઓશિયાળ નહિ.'

લક્ષ્મી : 'પણ આપણા લોકોને તો બૈરી' ઓશિયાળી હોય તે જ ગમે છે. જુઓ ને, સિનેમામાં લાત મારનાર ધણીને સતી પગે પડે, ત્યારે લોકો કેવા ખુશી થઈને તાળીઓ પાડે છે!'

## [૫]

નાની બહેનને લઈ ને મારે ત્યાં આવ્યા પછી શાંતા-બહેન મને મળ્યાં નહોતા, એટલે આજે હું એમને ઘેર ગઈ. શાંતાબહેન હંમેશાં ફુરસદને વખતે ઘરમાં હીંચકે બેગી આનંદભર્યા ચહેરે ઝૂલતાં હોય, પણ આજે એમની બેઠક ખાલી હતી. એમની મોટી દીકરી મને જોઈ સામે આવી. મેં પૂછયુ, 'શાતાબહેન ક્યાં છે?'

તેણે અંદરના ઓરડા તરફ આંગળી કરી કહ્યું, 'મામીબા માંદા થઈને આવ્યાં છે ને, તેમની પાસે બેઠા છે.'

'કોણ, નાની બહેન?'

'ના, ના, મારાં માસીબા નહિ, બાનાં પોતાના મામીબા. તમે અંદર જાઓ ને, કશી હરકત નથી.'

હું અંદર ગઈ તો ખાટલા ઉપર એક વૃદ્ધ થવા આવેલી દૂબળી, ફીકા ચહેરાવાળી સ્ત્રી સૂતી હતી. શાંતા બહેન એને પગે હાથ ફેરવતાં બેઠાં હતાં.

મેં બેસતાં કહ્યું, 'આ માંદગીના કારણથી હમણાં જણાતાં નહિ હો. શું થયું છે માસીબાને ?'

શાંતાબહેન અકળાઈને બોલ્યાં, 'થાય શું ? ઘણી વિધવા બાઈઓને થાય છે તે–ભૂખમરાનું દરદ. ધણીની લાખો રૂપિયાની મિલકત, પણ એમને તો કાંકરા બરાબર જ ને ?'

'કેમ એમને તમારા માસા કશું નથી આપી ગયા ?'

'આપવા દે કોણ ? ઘરમા બધુ ચલણ એમના ભત્રીજાનું હતું. માસીબાને પેટે છોકરુ નહિ. એટલે ભત્રીજો ધણીરણી થઈ બેઠા.'

'પણ વડીલોપાર્જિત મિલકત, હોય તો તો ભત્રીજો જ વારસ ગણાય ને ?'

'બધી માસાજીની આપકમાઈની હતી, પણ ભત્રીજાએ જ એમને અણ પણ સંમજાવી પોતાના દીકરાને ખોળે લેવડાવ્યો. માસીબાની તો એને લેવાની મુદ્દલ મરજી નહોતી, પણ એમનું ચાલે શું ?'

'પણ એમ જોરજુલમથી એમની પાસે દત્તક લેવડાવવાનો અર્થ શો ?'

'અર્થ એ કે રખેને માસીબા પિયરિયાને કાંઈ આપી દે.'

'પણ પોતાના ધણીની મિલકત, ઘરમા સબાળી,

કરકસર કરી માસીબાએ પોતે પણ ભેગી કરવામાં મદદ કરી હશે, તે તો એમની મરજી હોય તેને આપે, જુઓ ને, અત્યારે તમે જ મંદવાડમાં ચાકરી કરો છો, તો તમને સંભારીને કાંઈ આપી જાય એમાં ખોટું શું ?'

'તમારે મનથી ખોટું નહિ, પણ આપણા લોકોને મનથી તો મિલકતદારનું મોત તાકીને બેઠેલો પિતરાઈ જ ખરો હકદાર. બાઈ ભલે ભૂખે મરે.'

'પણ માસીબાને ભરણપોષણ તો મળતું હશે ને ?'

શાંતાબહેન તિરસ્કારથી મોઢું મરડી બોલ્યાં, 'મળે છે, મોટી ગંજાવર રકમ ! મહિને ત્રીસ રૂપિયા !'

મૂંગે મોઢે સાંભળ્યા કરતાં માસીબા બોલ્યાં, 'ના, ના, હવે તો મોંઘવારી ખાતે પચાસ કર્યા છે.'

શાંતાબહેન બોલ્યાં, 'વારુ ભાઈ, મોટી સખાવત કરી તમારા ભત્રીજાએ !'

મેં પૂછ્યુ, 'તમારા માસાજીની મિલકત કેટલી હશે ?'

'વરસ દહાડે દસેક હજારની આવક બધું મળીને થાય છે.'

'ઓહોહો, એટલી મોટી મિલકતમાંથી ફક્ત મહિને પચાસ રૂપિયા જ માસીબાને આપે છે ? ત્યારે ભત્રીજાને તો લહેર હશે'

'છજ્તો, ને બીજી લહેર પણ ક્યાં ઓછી છે ? એક દેશી રાજ્યમાં દીવાનની નોકરીએ હમણાં સુધી હતો. અમારા માસાજીએ જ પોતાની લાગવગથી સ્ટેટમાં પેસાડેલો. મહિને હજારનો તો પગાર હતો ને ચારી ખાતો હશે તે જુદું.'

'ત્યારે માસીબાને વધારે ન આપે?'

શાંતાબહેન ચિડાઈને બોલ્યાં, 'શું કરવા આપે? વિધવાને વળી વધારે શું કરવા છે?'

'પણ આ દિવસમાં મોટા શહેરમાં, પચાસ રૂપિયામાં શું થાય? માસીબાએ તમારા માસાજીના વખતમાં છૂટે હાથે વાપર્યું હશે. ને હવે આમ છેક તંગ હાલતમાં શી રીતે ગુજારો કરે?'

'ન કરે તો મરી જાય! એને તો પચાસ રૂપિયા પણ આપવા મટશે. માસીબા બિચારાં એક વખત ખાઈને રહે છે. દૂધ–ઘીનું તો નામ દેખે જ ક્યાંથી? શાકપાંદડું પણ સસ્તામાં સસ્તું મળે તે કોઈ દિવસ લાવે. માસાજીને છતે તો રસોઇયા, નોકર, ગાડીઘોડા બધું હતું. પણ હવે તો આટલી ઉંમરે માંદેસાજે પણ હાથે જ કામ કરવાનું; કહો, પછી શરીર ક્યાંથી પહોંચે?'

'ને ન પહોંચે તો દવાદારૂના પૈસા પણ ક્યાંથી કાઢવા?'

'ખાવાના સાંસા ત્યાં દવાદારૂની વાત શી? માસાજીના વખતમાં માસીબા દર સંક્રાતે તેર ગોયણીઓને અકેક જોડ નવાં લૂગડાં દાનમાં આપતાં. હવે પોતે જ થીંગડાં મારીમારીને ઘસાયલાં-પિસાયલાં લૂગડાં પહેરે છે.' બોલતાંબોલતાં શાંતાબહેને આંસુ લૂછ્યાં.

માસીબાની આંખમાંથી પણ આંસુ નીકળી પડ્યાં. છતાં હાથની કોણીનો ટેકો દઈ એ મુશ્કેલીથી પથારીમાંથી બેઠાં થઈ શાંતાબહેનને વાંસે હાથ ફેરવી બોલ્યાં, 'તું શું કરવા જીવ બાળે છે? જેવી મારી કરણી.'

શાતાબહેન બોલ્યા, 'હા, એ તો કરણીને નામે સૌને બધાએ અન્યાય ચલાવવાના. ભત્રીજો પણ કહે છે, કે 'જેવી કાકીની કરણી!' છૂટી પડવાનો એ સહેલો રસ્તો જડેલો જ છે ને?'

આંસુ લૂછી માસીબા મારા તરફ ફરીને બોલ્યા, 'કહે છે કે હવે નવો કાયદો થવાનો છે, તેમા બાઈને ધણીની મિલકત પર હક રહેશે તે ખરી વાત?'

મે નિસાસો નાખી કહ્યુ, 'કાયદો ધારાસભામા આણ્યો છે, પણ પસાર થવાના કોઈ ચિહ્ન દેખાતા નથી.'

'કેમ એમ?'

'ઘણા લોકો એની વિરુદ્ધ છે.'

'હા, એ તો આદમી લોકો તો વિરુદ્ધ પડે જ ને? બૈરાને ભાગ આપવો શેનો ગમે? બૈરાના દુ ખની એમને શી ખબર હોય?'

મે કહ્યુ, 'પણ બૈરા પણ ઘણા એ કાયદાની વિરુદ્ધ છે.'

માસીબાએ નવાઈ પામી કહ્યુ, 'હે! એવુ તે હોતુ હશે? બૈરાના લાભની વાત ને બૈરાજ સામા થાય?'

'હા એ લોકો કહે છે કે નવો કાયદો કર્યાથી હિંદુ ધર્મ ડૂબી જાય. ને બૈરાને મિલકત આપીએ તો ઊલટુ નુકસાન થાય!'

માસીબાએ કડવાશથી કહ્યુ, 'ને ભૂખે મરતી ધણીએ જઈને બજારમા બેસે છે તેથી ધરમ સચવાતો હશે!'

શાતાબહેન બોલ્યા, 'ભર્યાં પેટે ધરમનો બધાને ઉપદેશ સૂઝે છે. માસીબાની પેઠે છતી મિલકતે ભૂખે મરવુ પડતુ હોય ને ધરમના ઉપદેશ કરે તો બતાવુ. નવો કાયદો હોય

તો માસીબાને બધી મિલકત મળે ને?'

મે કહ્યું, 'તમારા માસાજી વીલ કરીને તો ગમે તેને મિલકત આપી શકે, પણ એમની મિલકતના પ્રમાણમા કાઈ નહિ તો મહિને બસો–અઢીસો રૂપિયા માસીબાને ખાધા ખોરાકીના આપવા જ પડે અને એમની મરજી ઉપરાંત કોઈને દત્તક પણ ન લેવડાવાય '

માસીબા ડૂસકા ખાતા હાથ જોડી બોલ્યા, 'હે ભગવાન! હવે અસ્ત્રીનો અવતાર આપે તો એવો કાયદો થયા પછી જ આપજે!'

[ ૬ ]

સયુક્ત પ્રાંતના રહેવાસી રાધામોહનબાબુ નાના હતા ત્યારથી અમે એમને ઓળખતા, પણ એ અભ્યાસ અને નોકરી અર્થે ગામ–પરગામ ફરતા હોવાથી છેલ્લા પાચેક વર્ષથી અમે એમને મળ્યા નહોતા ત્યા અકસ્માત જ અમે ગામીમા રહેતા હતા ત્યારે એ અમારા પાડોશી થઈને આવ્યા એમના સુંદર, નાજુક પત્નીને તો અમે પહેલી જ વાર જોયા એ પણ એમના પતિ જેવા જ સરળ અને અત્યત મિલનસાર હોવાથી અમારે બહુ જલદી ઘરવટ થઈ ગઈ

'નસીબ બળવાન કે પુરુષાર્થ' એ વિષે એક દિવસ ચર્ચા ચાલતા મે મશ્કરીમા કહ્યુ, 'રાધામોહનબાબુ, તમારે તો નસીબને જ વધારે બળવાન ગણવુ જોઈએ, કારણ કે કાઈ પુરુષાર્થ કર્યા વગર તમને આવી સુંદર અને સરળ સ્વભાવની સ્ત્રી મળી છે!'

એમણે કહ્યુ, 'ત્યારે એણે પણ નસીબનો જ ઉપકાર માનવાનો કે કાઈ પ્રયત્ન વગર મારા જેવો વર મળી ગયો.'

એમનાં પત્ની મનોરમા જરા ગભીર થઈ ગયા અને બોલ્યાં, 'ખરું પૂછો તો મારા દાખલામા તો મારુ નસીબ ને મારા સસરાનો પુરુષાર્થ એ બે મળ્યા ત્યારે જ અમારા લગનનો જોગ ખાધો.'

મે પૂછ્યુ, 'સસરાનો પુરુષાર્થ ? એ વળી શુ ?'

મનોરમાએ કહ્યુ, 'હા, મારા સસરાએ હિમત ન કરી હોત તો હુ કોણ જાણે ક્યાયે કોઈ બુઢ્ઢા, રોગી કે અપગને પનારે પડી વાસણ ઘસતી હોત.'

'એવું શુ હતું ?'

'જુઓ, તમે તો ઘરના જેવા છો એટલે કહેવામા હરકત નથી. વાત એમ હતી કે મારી ફોઈએ પુનર્લગ્ન કરેલુ એટલે અમારુ કુટુબ હલકુ ગણાતુ. મને કે મારી બહેનોને કોઈ લેવા તૈયાર નહોતુ.'

'તમારા ફોઈ બાળવિધવા હશે.'

'અરે, વિધવા કહેવાય જ નહિ એવા હતા. એ નવ વરસના હતા ત્યારે એ વખતના રિવાજ પ્રમાણે એમનુ લગન લીધુ અમારી નાતમા એવી રૂઢિ છે કે બે મગળફેરા હસ્તમેળાપ પછી તરત ફેરવે અને બાકીના બે ચોથે દિવસે જાન વિદાય કરતી વખતે હવે મારા ફોઈને બે ફેરા ફેરાવ્યા ને રાત્રે જાનૈયા-માંડવિયા બધા સૂઈ ગયા, પણ રાતમા શોરબકોર થઈ ગયો. વરને એકાએક કોલેરા થઈ આવ્યો. નાનું ગામ એટલે સારા દાક્તર કે દવાખાનુ તો હોય જ

ક્યાંથી ? જે બન્યા તે ઉપચારોની દોડાદોડી કરી પણ સવાર પડતાં પહેલાં તો વરનો જીવ નીકળી ગયો. એટલે ફોઈ તો પૂરા મંગળફેરા પણ ફર્યા પહેલાં વિધવા થયાં !'

મેં કહ્યું, 'ત્યારે તો કુંવારાં જ ગણાય વળી.'

'હા, એ તો તમે એમ કહો છો, પણ અમારી નાતે એમ માનવાની ચોખ્ખી ના કહી. મારા બાપે નાત ભેગી કરી પટેલિયાઓની ઘણી ખુશામત કરી. 'મારી બહેનનો બિચારીનો હાથ ઝાલ્યાનો દોષ છે,' એમ ઘણું યે સમજાવ્યું, પણ કોઈ એકના બે થયા નહિ.'

'આખી નાતમાંથી કોઈ સમજુ ન નીકળ્યુ ?'

'અમારી નાત અભણ ને ગોરપદું કરનારી છે. જજમાનોને હેરાન કરી પૈસા ઓકાવવા વખતે ખરાખોટા શ્લોકો બકી જાય એટલુ જ. બાકી વિદ્યાને ને એમને બાર ગાઉનું છેટું.'

'ત્યારે તમારા બાપે એકલે હાથે જ હામ ભીડી ને ?'

'હા, એમણે કહ્યું કે નાતની મતિ અવળી હોય તેથી હું કાંઈ મારી બહેનનો જન્મારો બગાડુ નહિ. એમણે તો ફોઈ પદરેક વરસનાં થયાં એટલે ફરી પરણાવ્યા. નાતમાં ને ગામમાં ઘણી વિધવાઓ છાના વ્યભિચાર કરતી ને નફટ થઈ જાય તે ખુલી રીતે પણ કરતી. પણ કોઈ એમને કે એમને ત્યાં જનારા પુરુષોને પૂછતું નહિ; પણ મારા બાપે બહેનનું વિધિસર લગ્ન કરાવ્યું એટલે થઈ ચૂક્યું. નાતે એમને નાતબહાર મૂક્યા ને કોઈએ એમની સાથે રોટી-વહેવાર કે બેટીવહેવાર રાખવો નહિ એવું ફરમાન કાઢ્યું.'

'ત્યારે તો એમને ઘણી આપદા પડી હશે !'

'ગામડાના પ્રમાણમા મારા બાપની સ્થિતિ સારી હતી ને પોતાની જમીનો હતી. ગોરપદુ કરતા નહોતા, એટલે પૈસાની મુશ્કેલી તો ન પડી, પણ અમે ભાઈબહેનો પરણાવવા લાયક થયા ત્યારે મૂઝવણુ આવી પડી. નાત તો મક્કમ રહી. વ્યસની, વ્યભિચારી, જુગારી, ચોર, દગાબાજ બધા નાતમા હતા ને છોકરાં વરાવતા. ફક્ત મારા બાપે જ કદી માફ ન થાય એવો ગુનો કર્યો હતો ! પણ એટલામાં મારા નસીબે યારી આપી. એક સગાની જાનમા મારા સસરા અમારે ગામ આવ્યા. અમારી અભણુ, ક્ષુદ્ર નાતમા ભણેલા, સુશીલ માણુસો આગળીને વેઢે ગણાય એટલા પણુ નહિ. પણુ મારા સસરા છેક ગરીબ દશામાથી આપબળે ભણી ને ખૂબ ઊચી પાયરીએ ચઢ્યા હતા પોતે નાનપણુમાં જાતજાતના અસહ્ય દુઃખ વેઠેલા એટલે એમને દુ:ખી લોકો તરફ બહુ લાગણી હતી. જાનમા આવ્યા ત્યા વાતવાતમા મારા બાપના એક ભાઈબધે અમારા કુટુંબની મૂઝવણુ એમને કહી સંભળાવી, અને નાતના મોવડીઓને સમજાવવા વિનતિ કરી. મારા સસરાએ તો તરત કહ્યુ, 'એ બધી લાબી ભાજગડમા મારે પડવું નથી, એ બે બદામના પટેલિયાની હું શું કામ ખુશામત કરુ ? બોલાવો એ નાતબહાર ભાઈને. અત્યારે જ મારા દીકરાની સગાઈ હુ એમની દીકરી સાથે કરુ છુ. ચાંદલા કરાવીને જ હુ ઊઠીશ.'

'વાહ ! તમારા સસરાએ તો 'તરત દાન ને મહાપુણ્ય' એ કહેવત સાર્થક કરી બતાવી !'

'હા, એમની હિંમત જોઈને બધા તો આભા જ થઈ ગયા.'

'નાતવાળાએ કશી કચકચ ન કરી?'

'થોડો ચણભણાટ તો થયો, પણ મારા સસરા મોટા અમલદાર ને એમની લાગવગનો લાભ લેવાની સૌને આશા. એટલે બધા ચૂપ થઈ ગયા! પછી તો મારું લગન આવા પ્રતિષ્ઠિત ઘરમાં થયું એટલે મારાં ભાઈબહેનો પણ ઠેકાણે પડી ગયાં. અમલદારના તેજમાં નાતનો ધરમ ઓગળી ગયો!'

'તમારી વાતમાં જેટલો ધન્યવાદ તમારા બાપને ઘટે છે, એટલો જ તમારા સસરાને. એવા પ્રત્યક્ષ દાખલા બેસાડી પુરુષાર્થ કરવાની હિંમત કોની હોય છે? બધાંને પરોપદેશે પાંડિત્યમ્ સૂઝે છે.'

[ ૭ ]

'આજે તમે સમાજ પર જવાનાં છો? જરા આ ચોપડી લાયબ્રેરીમાં પાછી આપજો ને—નહિ તો નકામી લેટ-ફી ચઢશે.' મારાં એક પડોશી કમળાબહેને ઘરમાં દાખલ થતાં કહ્યું.

'લાવો, તમે નથી આવવાનાં? આજે તો ભાષણ છે ને તમે તો કદી પણ ભાષણ ચૂકતાં નથી.'

'મન તો ઘણું છે, પણ મારે ત્યાં મારાં નણંદ આવેલાં છે.'

'તેમાં શું? નણંદને લઈને આવજો.'

કમળાબહેન ગંભીર ચહેરો કરી મારી પાસે બેઠાં અને ધીમેથી બોલ્યાં: 'મારાં નણંદ કદી બહાર જતાં નથી.

કેટલું બધું સમજાવ્યાં ત્યારે આ વખત અમારે ગામથી મારી સાથે અહીં આવ્યાં. પણ હજી બહુ ઉદાસ રહે છે એટલે એમને મૂકીને કયાં જાઉં?'

મેં પૂછ્યું, 'એવું શું છે?'

કમળાબહેન અચકાતાં બોલ્યાં, 'એમના વરે બીજી કરી છે તેનો એમને બહુ આઘાત લાગ્યો છે. ચાર વરસ થયાં પણ હજી દુઃખી જ રહે છે.'

'શા માટે બીજી કરી?'

'મારાં નણંદ અભણ છે એટલે.'

'વાહ રે, તેમાં બીજી કરવાની? નણદોઈ ખૂબ ભણેલા છે?'

કમળાબહેન બોલ્યાં, 'છે ખૂબ ભણેલા મોટા! મેટ્રિક સુધી ભણ્યા છે! પણ મારાં નણંદ તો તદ્દન નિરક્ષર છે.'

'સાસરિયાંને જો ભણેલી વહુ જોઈતી હતી, તો લગ્ન પહેલાં એ લોકોએ પૂછપરછ કેમ ન કરી?'

કમળાબહેને કહ્યું, 'સાસરિયાંને તો કાંઈ ભણેલી-અભણની દરકાર નથી. એમને તો ઘરનું વૈતરું કૂટી જાણે એટલે બસ. પણ નણદોઈ કહે છે કે મારે ભણેલી જોઈએ. લગ્ન વખતે મને કોઈએ કહ્યું નહિ કે આ કન્યા અભણ છે.'

'કેટલી ઉંમરે પરણ્યા હતા?' મેં પૂછ્યું.

'એમ તો વીસેક વરસના હતા. ધાર્યું હોત તો તપાસ કરી શકત, પણ તે વખતે મોટાંની શેહમાં દબાઈ ગયા ને જે સગપણ એમણે ગોઠવ્યું તે પોતે કબૂલ રાખ્યું.'

'ને હવે બૈરીના ઉપર સ્વતંત્ર વિચારનો અખતરો

કર્યો એમ ને? પણ તમારા નણંદ ત્યારે ભણ્યા કેમ નહિ? કાંઈ મોટી ડિગ્રી તો મેળવવાની નહોતી? સાધારણ લખતા વાચતા તો હવે ઘણાયે મોટી ઉંમરે શીખે છે'

કમળાબહેન બોલી ઊઠ્યા, 'અરે, નણંદોઈએ અણગમો દેખાડવા માડ્યો કે તરત જ મે નણંદને કહ્યું કે હુ તમને ભણાવું છ મહિનામા કાગળપતર લખતા ને બાર મહિનામા તો ચોપડીઓ ને છાપા વાચતા કરી દઈશ પણ મારા સાસુએ ચોખ્ખી ના કહી કે 'ના, બા, વહુ ભણેલી છે તો બસ છે મારા દીકરાનો સસાર બગડ્યો છે ને વળી દીકરી જમાઈનો હવે નથી બગાડવો'

'તમે શું સસાર બગાડ્યો? ઊલટુ તમારા જેવી ચોકસાઈ ને હોશિયારીથી ઘર ચલાવનારા તો મે થોડા જ જોયા છે'

કમળાબહેને કડવાશથી કહ્યુ, 'એ તો તમે મારા બહેનપણી છો એટલે મારા વખાણ કરો છો, મારા સાસુજીને મનથી તો એમના દીકરાનો સસાર ધૂળધાણી થયો છે મારો ગુનો એટલો જ કે હુ ઝડપથી ઘરનુ કામકાજ પરવારી વાચુ લખુ કે સભાઓમા જાઉં છુ'

મે કહ્યું, 'ને એમની દીકરી અભણ રહી તે એનો સસાર સુધર્યો?'

'એમને તો કઈ બગડ્યો નથી લાગતો જમાઈ બીજી કરે છે જાણીને પણ એમણે તો એટલુ જ કહ્યું, કે 'મારી દીકરી કાંઈ એમની ઓશિયાળી નથી રાંડી પણ પાણી ને માડી પણ પાણી એટલી મારી સમરથ છે.'

'કોળિયો ધાન મળે એટલે થઈ રહ્યું એમ ને? જુવાન દીકરીને સંસારનો લહાવો લેવાનું મન હશે એમ એ નહિ સમજતાં હોય? પણ હું તો તમારાં નણંદનો પણ વાંક ગણું. એમણે શા માટે માથાનાં થઈ કહ્યું નહિ કે બસ, મારે તો ભણવું જ છે?'

'આપણે કે દહાડે છોકરીઓને સ્વતંત્ર વિચાર કે વર્તણૂક કરતાં શીખવીએ છીએ? વડીલોની આજ્ઞા ગમે તેવી અણઘટતી હોય તો યે મરતાં સુધી એ પાળવાની એમ જ આપણે શીખવીએ, એટલે પછી નણદને મનથી તો માએ કહ્યું તે વેદવાક્ય.'

'પણ તમારા નણદોઈએ પણ ભણાવવાનો કશો પ્રયત્ન ન કર્યો?'

'એમને શી પડી હોય? અમારામાં કન્યાની ખોટ નથી.'

'ધારો કે ઊલટું હોય એટલે નણદોઈ નણંદ કરતાં ઓછું ભણેલા હોત તો? ઘણે ઠેકાણે ચતુર, સસ્કારી છોકરીઓને ગમાર જેવા વર મળે છે તે બધી શું કરે છે? ગમે તેમ નિભાવી જ લે છે ને?'

'પુરુષ માણસ શું કામ નિભાવી લે? એમને એક કહેતાં ચાર મળે.'

'હવે તો મળવાનુ કાયદાથી બધ થયુ.'

'પણ મારાં નણદ જેવાં જેમનો સંસાર ભાગ્યો હોય તેમનું શું?'

'તે તો છે જ, પણ હવે કોઈનો નહિ ભાંગે એટલો સંતોષ. જો કે આવા કાયદાનો વિરોધ કરનારા પણ ઘણા છે.

માત્ર પુરુષ નહિ-બૈરાં પણ વિરુદ્ધ પડે છે.'

'એ તો પોતાના પગ તળે બળતું આવે, ત્યારે ખબર પડે. પોતાના વર કે જમાઈને બીજી પરણવા દે? સુખચેનમાં રહીને દલીલો કરવી એમાં શું જાય?'

મેં કહ્યું, 'નવા કાયદા પ્રમાણે તમારાં નણંદ છૂટાછેડા માગી શકે, પરંતુ એથી પણ શો ફાયદો? પોતાના પગ પર ઊભા રહેવાની તાકાત હોય તે જ એ કાયદાનો લાભ મેળવે તો સાર્થક થાય.'

'મારાં સાસુજી જેવાં વડીલ હોય ત્યાં સુધી એવી તાકાત આવવાની નથી. એમની તો એક જ દલીલ–દીકરી પેટમાં સમાઈ હતી તો હાંલ્લામાં નહિ સમાય? ઘરમાં રહી પેટ ભરે એટલે બસ.'

'પણ તમારાં સાસુજી નહિ હોય ત્યારે નણંદનું શું થશે?'

'ભાઈઓને ત્યાં રહી ઓશિયાળો અવતાર કાઢશે, બીજું શું થાય? મારાં પોતાનાં હું વખાણ નથી કરતી, પણ મને તો એમની બહુ દયા આવે છે એટલે અમારી સ્થિતિ સાધારણ છે તો યે સારી રીતે રાખું છું. જેઠની સ્થિતિ સારી છે પણ મારાં જેઠાણી તો અત્યારથી જ બબડે છે કે અમારે સાપનો ભારો સાચવવાનો આવશે ને દિયરને ત્યાં તો બધું દેરાણીની માનું ચલણ છે, તે કોઈને પેટ પાણી પણ પડવા દે એવું નથી. એટલે બિચારાં નણંદના તો કોણ જાણે શા હાલ થશે.'

'આ બધું ફક્ત એક ન ભણવવાની હઠમાંથી જ ને?'

[ ૮ ]

મારી નાની ભાણેજ નિશાળમાંથી મોઢે કરવા આપેલી 'સુદામાચરિત્ર'ની લીટીઓ મોટેથી ગાતી હતી:

ભિક્ષાનું કામ કામિની કરે;
કોનાં વસ્ત્ર ધુએ ને પાણી ભરે.
જેમ તેમ કરી લાવે અન્ન,
નિજ કુટુંબ પોષે સ્ત્રીજન.

અને પ્રેમાનંદના એ શબ્દોનો પડઘો હોય તેમ જિંદગીમા એ સાર્થક કરી બતાવનાર હીરાબહેન ઘરમા દાખલ થયાં.

બાપની છેક તંગ હાલતને લઈ હીરાબહેનની માએ એમને ભણાવી શિક્ષિકા કરવાનો વિચાર કરેલો, પણ જમાનાને અનુસરી એમનુ લગન તો છેક નાની ઉંમરમાં કરી દીધેલુ. શાળાખાતાના કાયદા અનુસાર શિક્ષિકાનુ ભણવા ઇચ્છનાર પરણેલી સ્ત્રીને વરની લેખિત પરવાનગી શાળામાં દાખલ થતી વખતે રજૂ કરવી પડતી. પરવાનગી માગવા જતાં હીરાબહેનની સાસુએ સંભળાવી દીધુ, કે 'અમારે વહુને ભણાવીને બારિસ્ટર નથી કરવી.' નાદાન, માબાપને આશરે પડેલા પતિએ પણ માનો પક્ષ લઈ પરવાનગી આપવા ચોખ્ખી ના કહી ને હીરાબહેનના અભ્યાસ પર ઢાંકણુ વળ્યુ.

દમનો રોગ લાગુ પડવાથી હીરાબહેનના વર કમાવાને અશક્ત થઈ ગયા હતા. વહુને પોતાના પગ પર ઊભી રહેતી કરવાની ના પાડનાર સાસુ-સસરા કાંઈ મિલકત તો મૂકી ગયાં નહોતાં એટલે હવે બધો ભાર હીરાબહેનને માથે જ હતો. મહેનત-મજૂરી કરી, માગી, ભીખી, પૈસાદારોની ખુશા-

મત કરી, જેમતેમ એ સમાર નિભાવતા પત્નીને શિક્ષિકા થવા દીધી હોત તો સારુ એમ રોજ એમના પતિને લાગતું પણ હવે શું થાય?

રોજ ફરિયાદોના રોદણા રડનાર હીરાબહેન આજે ખૂબ ખુશીમા હતા આવતાવેત એમણે કહ્યું, 'આજે તો બેવડી વધામણી આપવા આવી છુ મારી ચપાના લગ્નનું નક્કી થઈ ગયું આવતે મહિને જ કરીશું ને વળી મગુને એનો વર હાલે તેડી ગયો '

મે કહ્યું, 'ચાલો બહુ ખુશીની વાત ચપાનુ તો જાણે આજે નહિ ને કાલે થાત, પણ મગુનો ઝઘડો પત્યો તે બહુ સારુ થયુ જુવાન છોકરીનો સસાર તો સુધર્યો '

હીરાબહેનની મગુના સાસરિયા સાથે નજીવી બાબત મા તકરાર થવાથી બે વરસથી એ પિયર રહેતી હતી બન્ને પક્ષ ખોટી જકે ચઢેલા હતા, ને તેને લઈને કોઈ નમતું આપતું નહોતું એટલે આમ એકાએક નિવેડો આવેલો જાણી મને નવાઈ લાગી મે પૂછ્યુ, 'કોણે સમાધાન કરાવ્યુ?'

'એના વરની કાકી છે ને તે મારી પિત્રાઈ નણદ થાય છે એણે વચ્ચે પડીને ઝઘડાનો નિકાલ આણ્યો હવે મારે તો ફક્ત આ ચપાના લગન પતી જાય એટલે જિદગી સુધીની નિરાત બીજી કોઈ ફિકર નથી લગન તો અમારે વતન જઈને કરીશું તમે જરૂર આવજો હો '

લગ્નમા જવાનુ મારાથી બની શકે તેમ નહોતું એટલે મે મનીઑર્ડરથી ચાલ્લો મોકલી આપ્યો

માગશર વદમા એક રાત્રે હીરાબહેનના ઘરમા દીવો

જોઈ મેં ધાર્યું કે હીરાબહેન ચંપાનું લગ્ન પતાવી આવી ગયાં હશે ને હવે ખૂબ નિરાંત અનુભવતાં હશે. સવારમાં જરૂર મીઠાઈ લઈને મારે ત્યાં આવશે એમ મે કલ્પના કરી.

સવારમાં કાળો સાડ્લો પહેરી, આધુ ઓઢી એક સ્ત્રી મારા ઘરનાં પગથિયાં ચઢી. કોણ હશે એ હુ વિચાર કરતી હતી ત્યાં તો પવનથી ઘૂમટો ઊંચો થતા હીરાબહેનની મહાપ્રયત્ને આંસુ ખાળતી આંખો દેખાઈ. ધબ કરતાં મારા પગ આગળ બેસી જઈ હીરાબહેને અગિયાર રૂપિયા મારી સામે મૂક્યા.

મેં અતિશય નવાઈ પામી પૂછ્યુ, 'આ શુ હીરાબહેન ?' ડૂસકું દબાવતાં એ બોલ્યાં, 'તમે ચપાના લગનનો ચાલ્લો મોકલ્યો હતો ને ? તે.'

મને કશી સમજણ પડી નહિ. 'પણ શુ થયુ ? ચાલ્લો પાછો કેમ આપો છો ?'

'લગન થયુ છે જ ક્યા ?'

'કેમ, વેવાઈ ફરી બેઠા ?'

'મારુ નસીબ ફરી બેઠુ ! મચુ ચાલી ગઈ !' બોલતાં બોલતાં હીરાબહેન જોરથી રડી પડ્યા ઘણીવારે ડૂમો શમ્યા પછી બોલ્યા, 'મને ખબર હોત કે દીકરીને મારી નાખવા બધુ કાવતરું કર્યું છે, તો હુ મોકલત જ શુ કામ ?'

'મારી નાખવા એ શું કહો છો ? કોણે મારી નાખી ?'

'વરે ને આસરિયાંએ, બીજા કોણે ?'

'હું ! શી રીતે મારી નાખી ?'

'રાત્રે જરા પેટમાં દુખતું હતું. દવાને બહાને કાંઈ ખવડાવી દીધુ.'

'કાંઈ માંદીસાજી નહોતી તેની ખાતરી છે?'

'અરે સંધ્યાકાળે તો હું બજારથી ઘેર જતા એને મળી આવી હતી, ત્યારે તો ખાસ્સી સાજીસમી હતી વહેલી સવારમા તો મને તેડવા આવ્યુ કે તમારી છોકરી મરી ગઈ'

'પણ એ તો વખતે કૉલેરા કે એવુ યે રાતમા થઈ ગયુ હોય'

'એમના ઘરની બન્ને દીવાલો પાડોશીઓના ઘરને અડીને છે ને કોઈએ કશી ધમાલ સાભળી નથી વળી મગુની નણંદની નાની છોકરી બકી ગઈ કે મગુભાભીને પેટમા દુખવાની દવા મામાએ આપી ને થોડી વારે બેભાન થઈ ગયા'

'તમે પોલીસમા ફરિયાદ કરી?'

'ફરિયાદ કરીને શુ લાભ? એથી કાંઈ દીકરી પાછી આવે?'

'દીકરી તો પાછી ન આવે, પણ વર ને સાસરિયાની સાન તો ઠેકાણે આવે ને?'

'હવે આવે કે ન આવે મારી દીકરી તો ગઈ એટલે મારે મનથી બધા મરી ગયા'

'અરે રે, તમે કેવી હોશથી ચંપાના લગન કરવા ગયા ને આ શો કેર થઈ ગયો!'

'પણ બહેન, એક બીજા લગનનુ નક્કી થયેલુ સાભળીને આવી છુ હો!'

'કોના?'

'મગુના વરના!'

'એ ખૂનીને પણ કન્યા મળી? ધન્ય છે એના માબાપને!'

'પણ જેણે ખૂન કરાવ્યું જ હોય તે શું કામ ન દે?'

'એ શું બોલો છો હીરાબહેન?'

'એ કન્યાને વર મળતો નહોતો, કોણ જાણે શુંયે કારણ હશે, પણ એનાં માબાપે જ મંગુની સાસુને ચડાવી કે પહેલીનો નિકાલ કરો તો અમારી દીકરી દઈએ!'

'બાપ રે! એ તે માણસ હશે કે રાક્ષસ! પણ એમાં મંગુને મારી નાખવાની શી જરૂર? એક ઉપર બીજી દેવી હતી!'

'એ તો કહે કે શોક ઉપર તો દઈએ જ નહિ. એ સાલ અમારી છોકરીને ના પરવડે. અને આમેય આ લોકોને મંગુ ગમતી જ નહોતી. એટલે બધાંએ મળી રસ્તો કાઢ્યો!'

[ ૯ ]

રતનગઢનાં ઠકરાણી આજે પાછાં હરકોર શેઠાણીને ઘેર મહેમાન થઈને આવ્યાં હતાં એટલે હંમેશ મુજબ મને તેડું આવ્યું.

'ભગવાન દુશ્મનને પણ રજવાડામાં સ્ત્રીનો અવતાર ન આપશો,' એ એમનું હંમેશનું વાક્ય. અને તેના ટેકામાં રજવાડાની સ્ત્રીઓને પડતાં જાતજાતનાં સંકટોની કહાણીઓ સાંભળવાની તૈયારી કરતી હું ત્યાં ગઈ.

મેં નમસ્કાર કરી હસીને કહ્યું, 'કેમ બાસાહેબ, હવે તો રાજાઓનાં રાજ્ય ગયાં એટલે તમારી કહાણીઓ પૂરી થઈ ને?'

'અરે બહેન, રાજ્ય તો હમણાં ગયાં. જેમનાં પર જનમથી દુઃખ પડ્યાં છે તેમનાં ભાગ્ય કંઈ બદલાયાં?'

હરકોર શેઠાણી બોલી ઊઠ્યા, 'આ જુઓ ને બામાહેબ સાથે આવ્યા છે તે સુમગણાના ઠકરાણી, બિચારાને એવું વીત્યું છે ?'

મારી નજર પહેલી જ વાર મોટા ઠકરાણીની પાછળ બેઠેલી સ્ત્રી ઉપર પડી. એમણે ઓળખાણ આપતા કહ્યુ, 'અમારા રાજ્યને તાબે સુમગણાની અમારા ભાયાતની નાની ઠકરાત છે. અત્યારે તો બધુ એમના દિયરના હાથમા છે'

મે પૂછ્યુ, 'સરકારે કબજો નથી લીધો ?'

'ના, એ ગામ જમીનદારીનુ ગણાયું, રાજ્ય નહિ, ને હજી આપણે ત્યા જમીનદારી તો ચાલુ છે, એટલે જેમ હતું તેમ ને તેમ ચાલે છે એટલે આ બિચારા દોહ્યલા દહાડા કાઢે છે. કોણ જાણે કેવા ચોઘડિયામા એમનો જનમ થયો હશે તે સુખ જોયુ જ નથી'

સુમગણાની ઠકરાણીએ આગળ ખસી કશાયે સંકોચ વગર કહ્યુ, 'નકામા મારા જનમના ચોઘડિયાને ના વગોવશો બાપને ઘેર ભલે મોટી સાહ્યબી નહોતી પણ રોગલો તો હતો એમ કહો કે કયા ચોઘડિયામા તમારા એ ભાયાતને ઘડપણમા લગન કરવાનુ સૂઝ્યુ !'

મોટા ઠકરાણીના કુવરી બોલી ઊઠ્યા, 'કાકાને ભલે અવળી મતિ સૂઝી, પણ તમારા માબાપ જેવા મડા સાથે મીંઢળ બાંધનારા નીકળ્યા ત્યારે એમના કોડ પૂરા થયા ને? તમે કહો છો કે તમે તેર વરસના હતા લગન વખતે, ને એ હતા પચાવન કે છપ્પનના—કયા સુખની આશાએ તમને તમારા માબાપે પરણાવ્યા હશે ?'

જે લોકોને વર શોધવા મોકલ્યા હતા તેમણે તો ચાળીસ વરસની ઉંમર બતાવી, ને તમારા કાકાએ પણ કલપબલપ લગાવી વરસ છુપાવ્યાં હતા.'

'તોયે તેર તરી ઓગણચાળીસ, એટલે ત્રણગણો ફેર તો ખરો જ. વળી તમારાં માબાપની ફરજ નહોતી કે બરાબર તપાસ કરવી? વારુ, તમારે માટે લગનના દાગીના કરાવ્યા હશે તે વખતે કોઈ વચલા માણસે પિત્તળ આપીને કહ્યું હોત, કે આ સોનું છે તો તમારાં માબાપ કબૂલ કરી લેત?'

'એમ તો કેમ થાય? બરાબર તપાસ કર્યા વગર જોખમ કેમ વહોરાય?'

'ત્યારે દીકરીની જિંદગીનું પાનું જ્યાં પડવાનું, તેની દાગીના જેટલી પણ કિંમત નહિ ને?'

'એ જમાનાના આપણા રિવાજ પ્રમાણે હું મોટી થઈ ગયેલી. વળી બાપની સ્થિતિ સાધારણ, એટલે રીત મુજબ મોટો ચાટલો દાયજો આપી સારુ ઠેકાણું જોવાની શક્તિ નહિ. ગરીબ ગરાસિયાની દીકરીના નસીબ તો એવા જ હોય. ઘરડો બુઢ્ઢો, રોગી, બેપાંચ બૈરીવાળો જે મળ્યો તે ખરો.'

'જૂના રિવાજની ઘરેડમાથી નીકળવાની તમારાં માબાપની હિંમત નહિ, તેનો ભોગ તમને બનાવ્યા.'

મેં કહ્યુ, 'કુંવરીબા, તમે બધા આ નવા વિચારો ક્યાંથી લીધા? તમે જન્મ્યાં ને રહ્યાં છો તો જૂના રિવાજોની ઘરેડમાં જ.'

સુમરાણા ઠકરાણી આંસુ લૂછતાં બોલ્યાં, 'હા, એ નવા વિચારો શીખવે એટલે અમે મૂળે બળેલાં તે વધારે બળીએ.'

મોટાં ઠકરાણી બોલી ઊઠ્યાં, 'હા, ખરેખર, એ બળેલાં જ છે. જરા તમારી ઘેર બળવાની વાત તો આ બહેનને સંભળાવો.'

કપાળે હાથ ઠોકતી એ બોલી, 'હજારો ગરાસણીની કથની હોય તે મારી છે. કલપ કરીને કે વૈદ્યની સખત દવાઓ ખાઈને બહારથી માણસ ભલે ઉંમર છુપાવે, પણ વખત કાંઈ પોતાનું કામ કર્યા વગર રહે ? ને તેમાંયે બેકાંડુ, દારૂડિયા, અફીણિયા જમીનદારોનું શરીર કેટલુંક ટકે ? ચાર વરસે લગનને પૂરાં નહોતાં થયાં ને મારું નસીબ ફરી વળ્યું. ઠાકોરને જમરાજાનું તેડું આવ્યું.'

મેં પૂછ્યું, 'પણ આમાં ઘર બળવાની વાત ક્યાં આવી ?'

'એ જ કહું છું. મેં મોટામાં મોટો ગુનો એ કર્યો હતો કે મારે પેટે દીકરો નહોતો. એટલે દિયરે બધું જપત કર્યું. કહેવાઉં ઠકરાણી પણ મારે તો ખાવાના સાંસા પડવા માંડ્યા. કેટલીયે વાર ખોળા પાથર્યા, સગાંવહાલાંમાંથી વજનદાર માણસો સાથે સંદેશા મોકલ્યા, પણ દિયરને તો કશી અસર ન થઈ. પિયરમાં પણ બાપ મરી ગયા હતા ને ભાઈઓ વચ્ચે ટૂંકી મિલકત વહેંચાઈ ગઈ હતી; એટલે કાયમ રહેવાય એવું નહોતું. છતાંયે મારી મા જીવે છે એટલે એ તો પોતાના અડધા રોટલામાંથી યે કકડો દીકરીને આપ્યા વગર રહે ? પણ એવું ક્યાં સુધી ચાલે ? મેં છેવટે રતનગઢ જઈ આ બાસાહેબ મારફત મોટા ઠાકોરસાહેબને અરજ કરાવી. એમણે તરત હુકમ કર્યો ને મારા દિયર પાસે વરસે અઢીસો રૂપિયાની જિવાઈ આપવાનો ઠરાવ કરાવ્યો.'

મે કહ્યું, 'એટલામાંથી તે શું થાય ?'

'તો યે બહેન, હુ તો રોટલો ને મીઠું ખાઈને પડી રહેત, પણ દિયરને ખૂબ ઝાઝ ચઢી. બસ! વિધવાની શી તાકાત કે કુટુંબના મોભીની ઉપરવટ થઈને અરજી કરે ને જિવાઈ મેળવે? એને લાગ્યુ કે ગામમાં ને નાતજાતમાં એનું નાક કપાઈ ગયુ. હું તો મારા ભાગના ઘરમાં સુખેદુઃખે દહાડા કાઢતી હતી, ત્યાં દિયરે ગામના ભીલ–કોળીને એકઠા કરી, દારૂ પિવડાવી એમની પાસે મારુ ઘર સળગાવી મુકાવ્યુ! હુ ઘરમાં ઉપલે માળે એકલી. લોકો આસપાસ ભેગા થઈ ગયેલા. પણ અંદર સળગતામાં આવવાની કોણ હિમત કરે? વળી દિયર પણ સામે ઊભો રહી ગાળો દે ને 'છો બળી મરતી' કહી બધાને ઉશ્કેરે, તો યે મારો આવરદા હશે તે મારી પડોશમાં રહેતા એક ઘરડા માણસના મનમા હરિ વસ્યા. શરીર પર ભીની ગોદડી ઓઢી એ ઘરમા આવ્યો ને મને ઊચકી બારીએથી એક પડોશના નીચા ઘરના છાપરા પર ફેંકી ને પછી નીચે જઈને નિસરણી મૂકીને ઉતારી લીધી.'

'ખરા નસીબદાર તમે!'

'ના બહેન, મને થાય છે કે હુ બળી મરી હોત તો જ સારુ. ઘરને આધારે જ હુ જીવતી હતી. બીજુ મારી પાસે શું છે?'

'હવે કયા રહો છો?'

'આ ચાર દહાડા બાસાહેબ પાસે, તો વળી મહિનો બે મહિના મા પાસે, ને કોઈકવાર શરમ મૂકી નાની બહેનને ઘેર. બસ જ્યાં ત્યાં ફાંફા મારી દહાડા પૂરા કરવાના.'

'હવે તો તમારા દિયરને નિરાંત હશે કે તમારો પગ તો ગામમાંથી ટાળ્યો.'

'ના, હજી પત્યું નથી. મને ઘર વગરની રઝળતી કરી મૂકી તોયે હજી પીછો છોડતો નથી. ગામમાં બધે છડેચોક મને વગોવે છે, કે એ તો નઠારી ચાલની છે.'

હરકોર બોલ્યાં, 'સારી ચાલની હોય તે પણ આવા હાલ કરવાથી જ નઠારી ચાલની થાય ને!'

મેં કહ્યું, 'ને છતાં યે ધરમના ઇજારદારો કહે છે, કે બૈરાંને વારસો આપવાનો કાયદો પસાર કરીએ તો હિંદુ ધરમ ડૂબી જાય!'

[ ૧૦ ]

ઝાંસીમાં અમારા પડોશી રાધામોહન બાબુનાં પત્ની મનોરમાની મારા પર ચિઠ્ઠી આવી કે મારે ત્યાં મહેમાન આવ્યાં છે ને તમને મળવા માગે છે; માટે આજે અમારે ત્યાં જમવા આવજો.

એમના દીવાનખાનામાં પેસતાં જ હું સ્થિર થઈને ઊભી રહી ગઈ. સામે સોફા પર એક અત્યંત સુંદર યુવતી બેઠી હતી. એનો ગૌરવર્ણ, કાળી તેજસ્વી આંખો, અણીદાર નાક, પાતળા લાલ હોઠ, સુઘટિત હાથ એ સર્વ ઉપરથી આંખ ખસેડવાનું જ મન ન થાય. મનોરમાએ આગળ આવી મારી ઓળખાણ કરાવી એટલે નમસ્કાર કરતાં એ યુવતી ઊભી થઈ. એના ઊંચા, ઘાટીલા શરીરની શોભા ઓર જ ખીલી નીકળી. થોડીવાર અમે વાતો કરી ત્યાં બહારથી બે પુરુષો

આવ્યા એક તો રાધામોહન બાબુ હતા પણ બીજા માણસને જોતા તો મે પરાણે હસવુ દાબી રાખ્યુ કાળો શાહીવર્ણો રંગ, ખાડાવાળા ગાલ, ચપટુ નાક, ઉંદર જેવી આંખો અને કોઈ વિચિત્ર રીતે ખેચાઈને વાકુ થઈ ગયેલુ હાથુ ! જાણે સાક્ષાત્ અષ્ટાવક્ર ! ઉમર પણ મોટી લાગતી હતી, કારણ માથાના વાળમા કાળા કરતા ધોળાની સખ્યા વધારે હતી

મનોરમાએ કહ્યુ, ' આ અમારા મહેમાન, આ દયાવતી બહેનના વર '

મારુ હસવુ ઊડી ગયુ આવી અપૂર્વ સુદર યુવતીનો આવો વર? કાગડાની કોટે આ રત્ન બાધનાર માબાપની અક્કલ કયા ગઈ હશે ?

પણ પાછી હુ વિચારમા પડી કદાચ બહારથી કદરૂપો દેખાતો આ માણસ સજ્જન પણ હોય, પત્નીને સારી રીતે રાખતો હોય

મે કહ્યુ, ' મહેમાનનુ નામ તો તમે કહ્યુ જ નહિ '

' શ્યામચરણ તિવારી–એ મારા વતનના જૂના પડોશી છે,' રાધામોહન બાબુ બોલ્યા

હવે મને યાદ આવ્યુ કે કેટલાક વખત ઉપર હુ કોઈક ફડ માટે ફાળો ઉઘરાવવા મનોરમા પાસે ગઈ હતી, ત્યારે એમણે બહુ દિલગીરી સાથે કહેલુ કે ' હમણા તો મારાથી બહુ નાની રકમ આપી શકાશે અમારો એક જૂનો પાડોશી શ્યામચરણ તિવારી ' મુશ્કેલીમા છુ ' કહી મદદ માગવા આવ્યો તેને મોટી રકમ આપી પાછળથી ખબર પડી કે એણે તો પોતાની ઑફિસમા પણ પૈસાના ગોટાળા કર્યા હતા ને ઘણા

પાસે ખોટાં બહાનાં કાઢી પૈસા પડાવી નાસી ગયો છે, સંતાતો ફરે છે પણ એનું એવું તો વિચિત્ર વાંકું હાચું છે કે પોલીસ તરત શોધી કાઢશે.'

હું સમજી કે આ એ જ ઉઠાઉગીર. એ જેલમાં પણ બે–એક વરસ જઈ આવ્યો હતો. રાધામોહન બાબુ ખૂબ ઉદાર સ્વભાવના હોઈ પોતાને દગો દેનારને ઘરમાં રાખે એમાં મને નવાઈ ન લાગી; નવાઈ તો લાગી એને આવી કન્યા દેનાર માબાપની અક્કલ વિષે!

આવા વિચાર કરતી હું જમવા ઊઠી. જમતી વખતે પણ મારી આંખો વારાફરતી દયાવતી ને એના વર ઉપર ફર્યા કરતી અને મનમાં બંનેની સરખામણી કરી હું દયાનાં માબાપનો તિરસ્કાર કરતી હતી.

બીજે દિવસે મહેમાનોને વિદાય કરી મનોરમા મારે ત્યાં આવ્યાં. મારા મનમાં ઘોળાઈ રહેલો સવાલ મેં તો તરત આગળ કર્યો, 'આવો અઢારે વાંકાં અંગવાળો અને વળી ઉઠાઉગીર, તેને આવી સોનાની પૂતળી જેવી કન્યા ક્યાંથી મળી?'

મનોરમાએ નિસાસો નાંખી કહ્યું, 'બિચારીને બીજું ક્યાંથી મળે?'

'કેમ, માબાપની સ્થિતિ ખરાબ છે?'

'પૈસાની બાબતમાં તો છેક ખરાબ નથી, બહુ સારી પણ નથી; પણ મુખ્ય કારણ એ નહિ, દયાવતીની મા વિધવા છે અને આ છોકરી એના દિયરથી થયેલી છે તે છે.'

મેં કહ્યું, 'દિયરે વિધવા ભાભીને ફસાવીને પછી છોડી દીધી હશે.'

'ના, એવું તો નહોતું. દયાની મા બાર વરસની ઉંમરે પરણી ને બે મહિનામાં વિધવા થયેલી. સાસરામાં મફતિયા મજૂરણની જરૂર હતી, તેથી જરા મોટી થઈ એટલે સાસુએ તેડાવી. વિધવાને કાંઈ સુખની આશા કે ઇચ્છા હોય એમ કોઈ સમજે જ નહિ. ઘરમાં બીજાં બધાં ખાય, પીએ, મઝા કરે, સારાંસારાં લૂગડાં–ઘરેણાં પહેરે, લગ્ન–વિવાહમાં મહાલે ને આ કુમળી ઉંમરની વિધવા ઘરને ખૂણે વૈતરું કૂટ્યા કરે.'

હું બોલી, 'એવા વાતાવરણમા વિધવા પાસે કડક સંયમની આશા આપણા લોકો રાખે છે!'

મનોરમા: 'એ જ જોવાનું છે ને ત્યારે! જેઠાણીને દર વરસે સુવાવડ આવે તે આ દયાવતીની મા કરે. અરે, એક–બે સુવાવડ તો પોતાની સાસુની ને માની પણ એણે કરી.'

મેં નવાઈ પામી કહ્યું, 'સાસુની ને માની!'

મનોરમા: 'હા, દુખિયારી ગણાય એવી એ બે બાઈઓ આધેડ ઉંમરે સંયમ ના પાળી શકે પણ આ જુવાન છોકરી, જેણે કશું સુખ જોયુ નહોતું તેણે પાળવો એમ બધાં આશા રાખે! વળી રૂપ પણ એનું દયાવતી કરતાં ચઢે, પણ ઊતરે નહિ એવું. એટલે પછી શું થાય! ઘરમાં જુવાન દિયર હતો એટલે જે બનવાનું હતું તે બન્યુ જ. બધાંને ખબર પડી એટલે વિધવા વહુને કાઢી મૂકી. બસ, સહેલો રસ્તો શોધ્યો!'

'ત્યારે તો બિચારીની બહુ અવદશા થઈ હશે!'

'એટલું ઠીક કે એનો દિયર દયાળુ નીકળ્યો ને એની જોડે ઘર છોડી ગયો. બીજે ગામ જઈ બે જણુ વર–બૈરી તરીકે જ રહ્યાં. દિયરે નાની નોકરી મેળવી ગુજરાન ચલાવ્યું.'

'ત્યારે વિધવા સાથે લગન કેમ ના કર્યું?'

'હિંમતની ખામી. બીજું શું?'

'એ વર-બૈરી તરીકે રહેતાં હોય, તો પછી દયાવતીને સારો વર મળવામાં વાંધો શું કરવા આવે?'

'પણ એ તો વા વાત લઈ જાય ને! કુટુંબીઓ જ પકડીપકડીને કોઈ સારો સંબંધ થતો હોય તે ભાંગી પડાવે. એટલે બિચારીને નસીબે આવું મળ્યું. આ શ્યામચરણે કોઈ ઠેકાણે હાથ મારેલો હતો એટલે લૂગડાં-ઘરેણાંની લાલચ દેખાડી દયાની મા પાસે લગનનું નક્કી કરાવી લીધું.'

'એ કરતાં માએ છોકરીને ભણાવીને પોતાના પગ પર ઊભી રહેતી કરી હોત તો?'

'પણ છોકરીની જાતના કુંવારા ગ્રહ ઉતારવા તો જોઈએ ને! પછી ભલે આવા નાલાયકને પનારે પડી અનીતિને રસ્તે જાય!'

[ ૧૧ ]

'કેમ સુનીતા દીદી! તમે વતનમાં મઝા કરી આવ્યાં કે?' મેં મારાં બંગાળી પડોશણને પૂછ્યું.

'અરે બહેન, મઝાની વાત શું? અમારે તો બધું અવળું નીકળી ગયું.'

'કેમ, શું થયું? કોઈની તબિયત બગડી આવી?'

'અમારી ભાણેજની જિંદગી જ બગડી ગઈ. બિચારી કુમળી છોકરી રહેંસાઈ ગઈ.' બોલતાંબોલતાં સુનીતાબહેને આંખો લૂછી.

'હેં! એકદમ શું થઈ ગયુ?'

'એ તો લાંબી વાત છે.'

'તો પછી નિરાંતે બેસીને કહો.'

'મારે એક જ નણંદ હતાં. અમારા બંગાળાના પહેરામણીના રિવાજ તો જાણો છો ને? મારાં સાસુ–સસરાએ ગજા ઉપરાંત ખરચ કરી એમને એક કહેવાતા કુળવાન કુટુંબમાં પરણાવેલાં. પણ એ કુળવાનોના લોભને કશો આરો નહોતો. રોજરોજ મોંઘી માગણીઓ મૂક્યા કરે ને એ પૂરી ના પડે એટલે નણંદને અસહ્ય ત્રાસ આપે. કોણ જાણે ક્યારે બંગાળીઓ આ રિવાજમાંથી છૂટકો પામશે!'

મેં કહ્યું, 'એ તો અમારે ત્યા પણ વરવિક્રય કરનારી નાતોમાં એવું જ છે. ભણતરમા, પૈસામાં એ લોકો હમણાં-હમણાં ઘણાયે આગળ આવ્યા છે; પણ લેતીદેતીના રિવાજ તો એવા ને એવા જ છે, ઊલટા વધી ગયા છે. પચીસ રૂપિયે તોલો સોનું હતું ત્યારે જેટલુ માગતા એટલું જ સો રૂપિયે તોલામાં પણ માગે છે. ઉપરથી મોટરો ને નવી ફેશનનાં મોંઘાં ફર્નિચર.'

'જ્યાં એ રિવાજો હોય તે બધાનું સત્યાનાશ જજો.'

'વારુ, પણ તમારી વાત તો કહો.'

'મારાં નણંદે એક ગુનો તો એ કર્યો હતો કે એમનાં માબાપને ઘેર કલ્પવૃક્ષ નહોતું; એટલે સાસરિયાં જે માગે તે આપે. એમાં બીજો ગુનો ઉમેરાયો કે એમણે દીકરીને જન્મ આપ્યો. બસ, પછી તો ત્રાસની અવધિ જ આવી. સાસુ ભૂલી ગઈ કે પોતે પણ સ્ત્રી છે ને પોતાને પણ દીકરીઓ છે.'

'તમારા નણદોઈ કશું કહેતા નહિ?'

'ના રે! એ તો ત્રાસ ગુજારવામાં સૌથી મોખરે રહેતા. મારાં નણંદને ડામ સુદ્ધા દીધા.'

'અરરર! એ તે માણસ કે રાક્ષસ? કોઈ સગાંવહાલાં ય વચ્ચે ન પડ્યાં?'

'કોઈ નહિ. સૌ કહે કે બિચારીની પેલા ભવની કરણી! કોઈ વળી એમને પણ માનુ નિભાવી લેવા શિખામણ આપે!'

'હાસ્તો, શિખામણ આપવામા શું જાય?'

'ડામ દીધાની વાત જાણી મારા સસરા દીકરીને પિયર લઈ આવ્યા; પણ એની અવદશાથી માબાપનાં દિલ તૂટી ગયાં ને થોડા વખતમાં બન્ને મરી ગયા.'

'કહેવત છે ને કે ઘરની દુખણી વનમા ગઈ તો વનમાં લાગી લાય.'

'બસ, એવુંજ થયુ. માબાપનો આશરો ગયો એટલે પેલા રાક્ષસોએ મારા નણદને જબરજસ્તીથી પોતાને ત્યા લઈ જવાનો પ્રયત્ન કર્યો ત્રાસી જઈને બિચારાં ઝેર ખાઈને મરી ગયા.'

'અરે રામ! પછી નાની છોકરીનુ શુ થયુ?'

'મારા જેઠ–જેઠાણીએ માબાપ કરતા યે વધારે લાડ-કોડથી ઉછેરી પણ લગ્ન કરતી વખતે બધા હિંદુ માબાપ પાછલો ઇતિહાસ ભૂલી જાય છે, તેમ એ લોકો પણ ભૂલી ગયાં અને એને પણ કહેવાતા કુળવાન કુટુબમા પરણાવી. એ કુળવાન પણ પેલા જેવા જ નીકળ્યા ને ભાણીને ત્રાસ

આપવામાં બાકી ન રાખ્યું. વળી એનાં સાસરિયાંના હાથમાં એક મોટું હથિયાર હતું. રોજ વહુને સંભળાવે કે તારી માને તો વરે કાઢી મૂકી હતી અને પિયરમાં ઝેર ખાઈને મરી ગઈ તે કોણ જાણે શાંયે કાળાંધોળાં કર્યાં હશે.'

'લગન કરતા પહેલાં એમને ખબર નહોતી?'

'બધું જોઈજાણીને જ છોકરી લીધી હતી.'

'પૈસાની માગણીઓ પણ ખરી કે?'

'એ તો ન હોય તો નવાઈ. આવાં દુષ્ટ માણસો માગણીઓ કર્યા વગર રહે ખરાં? મારા જેઠનો પગાર ટૂંકો, અમારે પણ કાંઈ મોટી આવક કે માલમિલકત નથી. એટલે છેવટે કહી દેવું પડ્યું કે હવે કાંઈ નહિ અપાય. એટલે એ લોકોના ગુસ્સાનું પૂછવું જ શું? તેમાં બિચારીનું નસીબ વાંકું તે એને પણ છોકરી જ જન્મી. એટલે એને પણ ત્રાસની અવધિ આવી.'

'આપણે ભાષણોમાં ને લખાણોમાં બૈરાને દેવી, માતા, જગજ્જનની એવાં નામો આપીએ છીએ પણ છોકરીના જનમને તો ધિક્કારીએ છીએ. બધા જ છોકરા જન્મે તો દુનિયા ચાલે કેમ?'

'એવા બધા વિચાર કાંઈ દુષ્ટ લોકો કરવા બેસે છે? અમે વતન પહોંચ્યાં ને તે જ દિવસે ભાણીને સાસરેથી તાર આવ્યો કે એ એકાએક ગુજરી ગઈ. મારા જેઠ ત્યાં તરત દોડી પહોંચ્યા. સાસરિયાંએ કહ્યું કે તળાવે પાણી ભરવા ગઈ હતી ત્યાં પગ સરી ગયો ને ડૂબી ગઈ. પણ પાડોશીઓએ છાની રીતે ખબર આપ્યા કે એને ખૂબ માર

મારી અધમૂઈ કરી નાખી હતી અને પછી ગળે પાણીનો ભરેલો ઘડો બાંધી ડુબાડી દીધી એમ ઘરના નોકર તરફથી ખબર મળી છે. મારનો અવાજ ને ભાણીની ચીસો તો પાડોશીઓએ પણ સાંભળી હતી. મારા જેઠ તો ખૂબ ઊકળી ગયા. એમણે તપાસ શરૂ કરી, પરંતુ નોકર પણ ડરી જઈને ફરી ગયો. ફોજદાર, દાક્તર બધાને સાસરિયાંએ ફોડ્યા હતા; એટલે કોઈ સાક્ષી આપવા તૈયાર ન થયું. દાક્તરે પહેલાં સર્ટિફિકેટ આપવા ના કહેલી, પણ પછી ખણખણતાં નાણાંએ મનાવી લીધા એમ પાકે પાયે ખબર પડી.'

'પાડોશી કોઈ મદદ કરવા તૈયાર ન થયાં ?'

'ના, સૌ કહે કે તમે તો બે દહાડા હોહા કરીને ચાલ્યા જાઓ, અમારે તો રોજ આમની પડોશમાં રહેવું, તે દુશ્મનાવટ બાંધીને શું કરીએ ? એટલે મારા જેઠના હાથ હેઠા પડ્યા. ભાણીની નાની દીકરીને લઈને વીલે મોઢે પાછા આવ્યા. હવે એને પરણાવતી વખતે કુળવાનનો મોહ ન રાખે તો સારું.'

'અરે, એને તો હજી બહુ વાર છે. ત્યાં સુધીમાં જમાનો કેટલો યે બદલાઈ જશે.'

'આવી બાબતોમાં સો વરસમાં પણ કેટલો બદલાયો છે તે કહો ને ?'

# ૩ : સ્ત્રીઓ અને બાળકો

જ્યારે હુ ડૉકટરનો અભ્યાસ કરતી હતી, ત્યારે આપણા દેશના ભયકર મરણપ્રમાણ—ખાસ કરીને સ્ત્રીઓ અને બાળકોના—ઉપર મે ઘણો વિચાર કર્યો હતો ડૉકટરી મદદ વગરના હજારો ગામડા, શહેરોમા પણ પ્રમાણમા ઘણી થોડી હૉસ્પિટલો, અતિશય મોઘા ડૉકટરી શિક્ષણને લીધે ડૉકટરોનો અભાવ, સારા ડૉકટરોની મોટી ફી, મોઘી દવાઓ, પરદેશી રાજકર્તાઓ અને બેદરકાર મ્યુનિસિપાલિટીઓ—એ સર્વ સામટા બળો રાક્ષસી રૂપ ધારણ કરી આપણી પ્રજાનો કચ્ચરઘાણ કાઢી નાખે છે એમ મને લાગતું જ્યારે હુ ડૉકટર થાઉં ત્યારે નગારખાનામા તતૂડીના અવાજ જેટલો પણ પ્રયત્ન કરવાનો મે નિશ્ચય કર્યો પાસ થયા પછી તરત આપ મેળે પ્રેક્ટિસ શરૂ કરવા કરતા કોઈ અનુભવી ડૉકટર જોડે થોડો વખત કામ કરવુ એમ મે નક્કી કર્યું અમદાવાદમા મારા પિતાના કુટુબના જૂના સ્નેહી ડૉ કમળાબાઈ વર્ષોથી પ્રેક્ટિસ કરતા હતા તેમનુ કુટુબ ઘણી પેઢીઓથી મહારાષ્ટ્ર છોડી ગુજરાતમા વસ્યુ હતું અને ગુજરાતી સમાજમા ભળી ગયુ હતું મે જ્યારે તેમની સાથે કામ કરવા માગણી કરી, ત્યારે તેમણે બહુ ખુશીથી કબૂલ કર્યું

મે મારા માનીતા વિષય ઉપર ખાસ ભાર મૂકી જણાવ્યું કે ' સ્ત્રીઓ અને બાળકો આટલી મોટી સખ્યામા કેમ મરે

છે, તેનો મારે ખાસ અભ્યાસ કરવો છે ’ મારી માન્યતા પ્રમાણે ભયંકર મરણપ્રમાણના જે કારણો હતા તે મે ગણાવ્યા કમળાબાઈએ હસીને કહ્યું, ‘ તું ધીરજ રાખ તુ ધારે છે તે કારણો હશે, પણ બીજા કારણો પણ છે મારી સાથે વરસ છ મહિના કામ કરીશ, ત્યારે તને ખબર પડશે કે એ બીજા જ કારણો દૂર કરવા વધારે મુશ્કેલ છે એ કારણો જોતા સ્ત્રીઓ અને બાળકો કેમ મરે છે તે નવાઈ જેવું બિલકુલ નથી આટલી થોડી સખ્યામા પણ કેમ જીવે છે તે નવાઈ જેવુ છે ’

મને કાઈ સમજણ પડી નહિ, પણ જાતે અનુભવ લીધાથી સમજણ પડશે એમ ધારી સતોષ માન્યો

ડૉ કમળાબાઈના દવાખાનામા અડધા ભાગમા તેમના ભાઈ ડૉ રામરાવ બેસતા અને તેથી બન્નેની સાથે મારે અનુભવ લેવો એમ ઠર્યું, કારણકે જ્યા ખાસ સ્ત્રીઓના દરદ ન હોય ત્યા ઘણી સ્ત્રી-દરદીઓ રામરાવ પાસે આવતી કે તેમને ઘેર બોલાવતી, અને બાળકો તો વધારે એમની પાસે જ લાવવામા આવતા

આજે વરસ દિવસ સુધી અનુભવ લીધા પછી હુ સ્વતત્ર પ્રેક્ટીસ શરૂ કરનાર છુ, ત્યારે મારા નોંધી રાખેલા અનુભવો જનતા સમક્ષ મૂકુ છુ અને કમળાબાઈએ કહેલા શબ્દો યાદ કરુ છુ કે સ્ત્રીઓ અને બાળકો કેમ મરે છે તે નવાઈ નથી પણ કેમ જીવે છે તે જ નવાઈ જેવુ છે

(૧) ડૉ કમળાબાઈ પર એક શ્રીમત શેઠને ઘેરથી ટેલિફોન આવ્યો શેઠના દીકરાની દીકરીને બાળક આવવાનો

સમય થયો હતો તેથી તાકીદે જવાનું હતું. કમળાબાઈએ પોતાની નર્સને સ્ટવ અને હથિયાર ઉકાળવાનું મોટું વાસણ પણ મોટરમાં મૂકવા કહ્યું. મેં પૂછ્યું, 'હથિયારનો કેસ હશે એમ કેમ માની લો છો?' કમળાબાઈએ કહ્યું, કે 'એ કુટુંબમાં હથિયારના જ કેસો હોય છે અને આપણને જશ મળે તો ભાગ્ય. વળી જરૂર પડે તો એ લોકો છોકરીનો પ્રાણ જવા દે, પણ પોતાનો સ્ટવ કે વાસણ અભડાવા દે નહિ.'

અમારી મોટર શ્રીમંતોની હવેલીઓથી ભરપૂર એક શેરીમાં આવી ઊભી રહી. મોટરમાંથી ઊતરી મેં તો ઓટલાનાં પગથિયાં ચઢવા માંડ્યાં, પણ કમળાબાઈએ મને પાછી ખેંચી કહ્યું, 'આપણે તો એમને મનથી અસ્પૃશ્ય ગણાઈએ. આ ગલીમાં આપણને જવા માટે જુદું બારણું મૂકેલું છે તે સુવાવડના ઓરડામાં જ પડે છે. હવેલી બંધાવતી વખતે એ ખાસ ગોઠવણ કરેલી છે.'

અપમાનનો ગોટો ગળી જઈ અંધારી ગંદી ગલીમાંથી અમે પ્રસૂતિના ઓરડામાં ગયાં. એક ખાટલામાં બારતેર વર્ષની, ક્ષીણ શરીરની, ફીકા ચહેરાની છોકરી ડોળા ફાડીને પડી હતી. તેનામાં બૂમ પાડવાની પણ શક્તિ રહી નહોતી. મારાથી બોલાઈ જવાયું, 'આને બાળક આવવાનું છે? અરે, એ પોતે જ બાળક છે!' પણ કમળાબાઈએ મને હાથ દબાવી ચૂપ કરી. અમે જલદી કામે લાગ્યાં. કમળાબાઈએ અથાગ પ્રયત્ન કર્યો; પણ કુદરતની સામે થવામાં શો ફાયદો? જેની બાળકને જન્મ આપવાની શક્તિ જ નહિ તે બેલતીકૂદતી કન્યાનું ગજું કેટલું? કલાકોની મહેનત પછી તે નાનકડી

માતા અને બે–અઢી પાઉંડનું બાળક એ બંનેનાં મૃત શરીર આગળથી અમે આંસુભરી આંખે વિદાય લીધી. બહાર રસ્તા ઉપર આવી મોટરમાં બેસતાં ઓટલા ઉપર દસેક વર્ષની કન્યા અંદરનું રુદન સાંભળી ગભરાઈ જઈ થાંભલાને અઢેલી ઊભેલી જોઈ. તેના તરફ જોઈ કમળાબાઈ બોલ્યાં, 'બિચારી છોકરી! બે વરસ પછી તારો વારો.' મેં એકદમ કહ્યું, 'એવા ક્રૂર બોલ તે શું કાઢતાં હશો?' કમળાબાઈએ કહ્યું, 'આ ઘરમાં આ મારો ચોથો અનુભવ છે. મરનાર છોકરીની બે ફોઈઓ અને એક બહેન આજ પ્રમાણે બાર–તેર વરસની ઉંમરે પહેલી સુવાવડમાં મરણ પામી છે. શ્રીમંત કુટુંબમાં મૂળે છોકરીઓ નબળા બાંધાની હોય ને તેમાં આ લોકો અસલી રિવાજ પ્રમાણે અગિયાર વરસે પરણાવે ને બાર વરસે સાસરે મોકલે છે. ઉપરાઉપરી છોકરીઓનાં મરણથી એમને કશો બોધ મળતો નથી. મરણ અટકાવવા લગ્ન કે સીમંતવિધિ વખતે ગણપતિની બેઠક કે ગોત્રજનો ઓરડો બદલશે, આગલા ચોકને બદલે પાછલા ચોકમાં વિધિ કરશે, મહાને બદલે વૈશાખમાં લગ્ન કરશે, એવા અનેક અખતરા કરશે; પણ મૂળ વસ્તુ છોકરીને તંદુરસ્ત કરવી ને મોડી પરણાવવી એ એમના ધ્યાનમાં નહિ આવે. છોકરીનાં માબાપની મરજી બે વરસ મોડું કરવાની હોય, પણ મોટાં શેઠ–શેઠાણી આગળ તેમનું કાંઈ ચાલે નહિ; એટલે બે વરસ પછી આ છોકરીને નસીબે આવી જ દશા લખાયેલી છે.'

(૨) ડૉ. રામરાવ પાસે એક સ્ત્રી પોતાનું બેએક વરસનું બાળક લઈને આવી. બાળકના શરીરનો રંગ તદ્દન પીળો,

અને 'હાથપગ દોરડી ને પેટ ગાગરડી' હતાં. આંખો ઊંડી ઊતરી ગઈ હતી. બાળક સુસ્ત રીતે માના ખોળામાં પડી રહ્યું હતું. હકીકત પૂછતાં જણાયું કે બાળકને અપચાનું દર્દ હતું. ડૉક્ટરે પૂછ્યુ, 'કેટલા વખતથી છોકરો માંદો છે?' સ્ત્રીએ જવાબ દીધો, 'આમ તો ગણો તો જનમથી જ ઝાડાનો રોગ છે. પણ હમણાં એક મહિનાથી વધી ગયો છે.' શા ઉપાયો કર્યા તે પૂછતાં તેણે પોતે રાખેલી માનતા, આખડી બાંધેલા તાવિજો, એ બધાંનુ સવિસ્તર વર્ણન કર્યું અને અકસીર ઉપાયોમાં પડોશના કાણા હજામનાં પડીકાં આપ્યાનુ જણાવ્યુ. ડૉકટર બબડ્યા કે 'આટલે બે વરસે પણ દાક્તર પાસે આવવાનું સૂઝયુ તે બિચારા છોકરાનું નસીબ.' બાળકને શો ખોરાક આપે છે તે પૂછતા માતાએ જણાવ્યુ કે 'મારી સાસુજી દર પૂનમે ડાકોરજી જાય છે ને ત્યાંથી પ્રસાદનો મગજ લાવે છે તે ખવડાવીએ છીએ. રોટલી-દાળભાત તો એને પચતા નથી. અને બધા કહે છે કે રણછોડરાયની મહેર હશે તો સારો થશે.' હું તો સડક થઈ ને સાંભળી જ રહી! જે બાળકને રોટલી-દાળભાત પચતા નથી તેને ચણાના લોટનો મગજ ને તે પણ એક પૂનમથી બીજી પૂનમ સુધી એક મહિનાનો જૂનો! હુ ગુસ્સે થઈ બોલવા જતી હતી, પણ રામરાવે મને શાંત કરી કહ્યું કે 'દાક્તરી ધંધો આપણા દેશમાં કરવો હોય તો ધીરજ રાખ્યા વગર છૂટકો નથી.' ડૉકટરે કહ્યું, 'ડાકોરનો પ્રસાદ એને બદલે તમે ખાજો, તો-પણ ભગવાનની મહેર થશે અને એને તો હું બતાવું તે તદ્દન હલકો ખોરાક આપજો.'

(૩) ડૉ. રામરાવે મને એક દિવસ કહ્યું, કે 'પેલાં મણિબહેન મને દર બારશે તેડવા મોકલે છે. આજે અગિયારશ છે તો ચાલો જોઈએ, કે એ ઉપવાસમાં એવું શું ખાય છે તે દર બારશે માંદાં પડે છે. એમના ઘર સાથે તો મારે સારો સંબંધ છે એટલે વગર બોલાવે જવાને હરકત નથી. એ બપોરે બાર વાગે ફરાળ કરે છે તે હું જાણું છું.'

બાર વાગે અમે મણિબહેનને ઘેર જઈ પહોંચ્યાં. અમને દાખલ થતા જોઈ મણિબહેન પાટલા ઉપરથી ઊભા થઈ ગયા અને રસોઇયાને કહ્યું, 'અરે, ફરાળની થાળી પીરસી છે તે સંતાડી દે. દાક્તર જોશે તો વઢશે.' પણ ડૉ. રામરાવે સાંભળી લીધું હતું ને આગળ જઈ રસોઇયાને જોરથી કહ્યું, 'મૂક થાળી.' રસોઇયાએ ગભરાઈને થાળી ડૉક્ટર સામે મૂકી દીધી. ડૉક્ટરે મને કહ્યું, 'જુઓ, આ મણિબહેન બારશે માંદાં ન પડે તો શું થાય? બાસૂદી, રાજગરાની પૂરી, શિંગોડાનો લોટ ચોપડેલાં પાતરાં, તળેલા શકરિયા, અળવી, સૂરણ, રતાળુ. વળી મોરિયાનો ભાત, કાકડીની કચુંબર, શિંગોડાંના લોટની કઢી, બટાટાવડાં–આમાની એકેએક ચીજ વાયડી ને પચવામાં મુશ્કેલ. મણિબહેન, રોજ કરતાં આટલા બધા વધારે-વધારે પદાર્થ ખાવા, સારીસારી ચીજો ઉડાવવી, તેને તમે ઉપવાસ માનો છો, તે તો જવા દો, પણ આટલી બધી ભારે, ન પચે એવી ચીજો ખાઓ ને પછી દાક્તરના બિલ ભરો. જાઓ, હવે બારશે બોલાવશો તો નહિ આવું.'

(૪) પ્રોફેસર ત્રિપાઠીનાં પત્નીને છેલ્લી સુવાવડ પછી સુવારોગ થઈ ગયો હતો ને તેથી તેમની સારવાર માટે તેમણે

કમળાબાઈને બોલાવ્યાં. દરદીની અવસ્થા ઘણી નબળી હતી. તરત મૃત્યુ નહિ પણ ઘણા મહિના પિલાયા પછી મૃત્યુ તેમને નસીબે લખાયલુ હતું તે સ્પષ્ટ હતુ. તેમને તપાસી બહાર દીવાનખાનામા આવી કમળાબાઈએ પ્રૉફેસરને કહ્યું, 'તમે સમજુ છો ત્યારે સુવાવડ પહેલા અને તે દરમ્યાન બરાબર સભાળ કેમ ન લીધી? પહેલેથી સભાળ્યુ હોત તો આવી સ્થિતિ ન થાત.' પ્રૉફેસરે નરમાશથી કહ્યુ, 'હુ સમજુ છુ પણ એ સમજતી નથી ને? બાળકના જન્મ પહેલા હુ રોજ કહુ કે ફરવાહરવાથી શરીર સારુ રહે, માટે મારી જોડે ફરવા ચાલ. પણ સવારમા કહેશે કે મારુ નાહવા–ધોવાનુ, પાઠપૂજાનુ મોડુ થાય સાજે કહેશે કે હવે તો થાક લાગ્યો છે, કટાળો આવે છે. સુવાવડ વખતે તમને રોકવાનુ મે બહુ કહ્યુ પણ એ કહે કે મરી જાઉં, તોપણ દાક્તર કે નર્સને તો ઘરમા પગ જ ન મૂકવા દઉં. સમજાવીને થાક્યો પણ એકની બે ન થઈ. સુયાણીને બોલાવીને કેસ બગાડ્યો. હવે કહો કે મારો શો વાક છે? હવે હાથથી વાત ગઈ ત્યારે માડ તમને બોલાવવાનુ કબૂલ કર્યું.' કહેવાની જરૂર નથી કે કમળાબાઈના પુષ્કળ પ્રયત્ન છતા છ–આઠ મહિને પ્રૉફેસરના પત્ની નાનાનાના બાળકોને નમાયા કરી પરલોકમા ચાલ્યા ગયા.

(૫) ડૉ. રામરાવના ટેલિફોનની ઘટડી વાગી અને કોઈ ખૂબ ઉતાવળમા તેમને બોલાવતુ હોય એમ લાગ્યુ. ડૉકટરે ઘણા દરદી બેઠેલા હોવાનુ જણાવ્યુ, પણ સામા માણસે ગમે તેમ કરી એકદમ આવવા જણાવ્યુ. કમળાબાઈને દરદીઓને સભાળી લેવાનુ કહી ડૉ. રામરાવ અને હુ તરત દરદી

ને ત્યાં ગયાં. કોઈ શ્રીમંતનું ઘર હતું ને તાજા રંગ-રોગાન, સુકાયલાં તોરણ અને ભીંતે કંકુના થાપાથી લગ્નનો પ્રસંગ હમણાં જ ગયો હોય એમ લાગ્યું. અંદર દરદીના ઓરડામાં આઠેક વરસની છોકરી બેભાન અવસ્થામાં પલંગમાં પડી હતી. એનાં માબાપ સૂનમૂન જેવાં પાસે ઊભાં હતાં. કુટુંબના ડૉક્ટર પણ બેઠા હતા. તેમણે ધીમેથી કહ્યું 'શેઠની ઇચ્છાથી તમને કન્સલ્ટેશન માટે બોલાવ્યા છે. પંદરેક દિવસથી તાવ સખત આવે છે. આઠમે દિવસે લોહી તપાસી મેં કહ્યું જ હતું કે ટાઇફૉઇડ છે, અને ચાંપતી સારવાર કરવી જ જોઈએ, પણ શેઠના નાનાભાઈનું લગ્ન હતું. જાન સુરત ગઈ ને તેમાં આ ટાઇફૉઇડવાળીને પણ ઉપાડી ગયાં!' શેઠાણી આંખો લૂછતાં બોલ્યાં, 'મેં તો ઘણુંયે કહ્યું કે હું એકલી છોકરીને લઈ અહીં રહીશ, પણ મારા દિયરે હઠ લીધી કે ભાભી ન આવે તો પરણવા જ ન જાઉં, એટલે મારે જવું પડ્યું.' ડૉક્ટરે કહ્યું, 'સાતમી પેઢીનું સગું ફરના પિયરના ગામમાં મરી ગયું હોત ને શોક પડ્યો હોત તો શેઠાણી કાળો સાડલો પહેરીને બેસી રહેત ને દિયર પણ આગ્રહ ન કરત, પણ એ તો જવા દો. લગનના ઘરમાં સાધારણ રોજની ખાવા-પીવાની કે સૂવાની સગવડો ન સચવાય તો ટાઇફૉઇડના નર્સિંગની વાત જ શી કરવી? કાલે રાત્રે જાન પાછી આવી. વહેલી સવારથી હું અહીં જ છું ને હવે તમને બોલાવ્યા. પણ આટલો બધો કેસ બગડ્યા પછી આપણે શું કરીએ?' લગન મહાલવાની ઘેલછામાં આવા કેટલાયે જીવ જતા હશે તેની ગણતરી કયા આંકડાશાસ્ત્રી કાઢે?

(૬) કમળાબાઈ પાસે એક બાજરમાન લાગતી આધેડ વયની સ્ત્રી એક કમરમાંથી વાંકી વળી ગયેલી યુવતીને લઈને આવી. બંને સાસુ–વહુ હતાં. યુવતીનું શરીર લોહીવાના દરદથી ધોવાઈ ગયું હતું અને પીડા વધી પડવાથી તે ટટાર ઊભી પણ રહી શકતી નહોતી. પૂછતાં જણાયું કે છ મહિનાથી વહુની તબિયત સારી ચાલતી નહોતી. વારંવાર દરદ દેખા દેતું. તેમાં બે મહિનાથી તો અસહ્ય પીડા થઈ ગઈ હતી. સાસુજીએ વહુના મંદવાડ પાછળ દવાઓમાં ખરચેલા પૈસાનું લાંબું વર્ણન કર્યું. કમળાબાઈએ કહ્યું, 'પણ એકલી દવાથી કાંઈ વળે નહિ. આ રોગમાં તો ચોવીસે કલાક પથારીમાં સૂઈ રહેવું જોઈએ.' સાસુજી તાડૂકીને બોલ્યાં, 'તે સૂઈ જ રહે છે તો. કામ તો બધું હું ને મોટી વહુ કરીએ છીએ. એ શું કરીને ઊંધી વળે છે?' એટલામાં સાસુજીની કોઈ બહેનપણી રસ્તેથી જતી હતી તેણે દર્શન કરવા જવા માટે સંઘાત કરવા બૂમ પાડી, એટલે સાસુજી 'તમે દવા તૈયાર કરી એને આપજો,' કહેતાં દોડ્યાં. વહુએ આંસુભરી આંખે કહ્યું, 'સો ટકા જૂઠું કહેવાતું હોય તો આ છે. અમારી નાતમાં નાની વહુ પાસે રંધાવાય નહિ એવો રિવાજ છે. એટલે ફક્ત રસોઈ વારાફરતી એ લોકો કરે છે. બાકી ઘરમાં આખો દિવસ, સવારના છથી રાતના દસ સુધી હું જ કામ કરું છું. છૂટક કામ કરનારી વાસણ–લૂગડાં કરવા આવે છે; પણ તે વધારે પગાર ન માગે માટે સાસુજી એની પાસે અને તેટલુ ઓછું કામ કરાવે છે. હું તો ક્યાં પગાર માગું છું? એટલે મારી પાસે બધું જ વૈતરું કરાવે છે. કહેશે કે લૂગડાંને

સાબુ દઈ મૂકજે, નહિ તો કામવાળી તો પાણીમા બોળીને લાવશે આખા ઘરના ઢગલો લૂગડાને ભીની મોરીમા બેસી હુ સાબુ દઉ છુ ને કામવાળી રિસાઈ જાય, ત્યારે ધોઉ પણ હુ. વાસણ માજવાની બોવી કરી છે, પણ ચાના વાસણુની નહિ એટલે તે પણ હુ જ સાફ કરુ છુ જેઠાણીના પાચ છોકરાને નવડાવવા, માથા ચોળવા, એમને માટે બપોરનો નાસ્તો તૈયાર કરવો, તેના વાસણ માજવા, બહારના માણસો માટે આખો દિવસ ચા કરવી, ઘરના દરેક માણસને બાલદી ઊંચકી નાહવાનુ પાણી કાઢી આપવુ, જેઠાણી કે સાસુજી રાધે તેમને માટે તૈયારી કરવી, હેરાફેરા કરી ચીજો આણી આપવી, કામવાળી જેવુંતેવું ઝાડુ મારે, માટે બપોરે ફરી સારી રીતે ઝાડુ મારવુ, પૂજાના વાસણ માજવા, આખા ઘરની પથારીઓ કરવી ને ઉપાડવી, અનાજ વીણવુ, ઝાટકવું—એવા એવા અસખ્ય કામમાથી શ્વાસ લેવાની ફુરસદ નથી મળતી તો સૂઈ રહેવાની વાત ક્યા રહી ?' વાત કરતાકરતા બિચારી ડૂસકેડૂસકે રડી પડી કમળાબાઈએ તેને પાસે બેસાડી આશ્વાસન આપી પિયર જવા સલાહ આપી, પણ તે બિચારી કહે, 'મારા જેવી મજૂરણને સાસુજી કાઈ એમ જવા દેશે નહિ વળી હવે ગભરાય છે કે મારા માબાપ નાતજાતમા વાત ફેલાવે તો પોતાની બદનામી થાય કે વહુને આટલી બધી માદી પાડી આ તો પડોશણોના મહેણા સહન ન થયા ત્યારે તમારી પાસે લઈ આવ્યા ' તોપણ કમળાબાઈએ આગ્રહ કરી માબાપને ખબર આપવા કહ્યુ તેણે બિચારીએ કહ્યુ, 'હુ સરનામુ આપુ છુ, ત્યા તમે કાગળ લખાવજો અને

મારા બાપા તેડવા આવશે તો તમને ટપાલની ટિકિટના પૈસા આપી દેશે. મારી પાસે તો ફૂટી બદામે નથી.' કમળાબાઈએ કહ્યું, 'તું ફિકર ન કરતી. હું કાગળને બદલે તાર કરું છું. તને આરામ આપવામાં જરા યે વિલંબ કરી શકાય તેમ નથી.' કમળાબાઈના તારથી માબાપ એ યુવતીને તેડી તો ગયાં; પણ બિચારીના નસીબમાં પંદરવીસ દિવસ જ આરામ લેવાનું લખ્યુ હતું. માબાપની તનતોડ ચાકરી ને મોંઘા દાક્તરી ઇલાજો છતાં તે મરણ પામી, એમ અમે એક ઓળખીતા મારફત સાંભળ્યુ.

(૭) પોતાની સગર્ભા દીકરી માટે દવા લેવા આવેલી એક સ્ત્રી, જેના કુટુંબને કમળાબાઈ ઓળખતાં હતા, તેને પૂછ્યુ, 'તમારી નાની છોકરીને માટે વર શોધતાં હતાં તેનું શું થયુ? કોઈ મળ્યો કે નહિ?' સ્ત્રી બોલી, 'એમ કાંઈ મળવા સહેલ છે? અમારી નાત ટૂંકી; તેમાં સારા વર મળવા બહુ અઘરા છે, પણ હમણા તો હવે શોધવાની માથા કૂટ મૂકી દીધી છે. આ મોટી છોકરી સુવાવડમાંથી નાહી-ધોઈને ઊઠશે તો શોધીશું. નહિ તો એની એ જગાએ જ નાનીને દઈશું. એ ઠેકાણુ બહુ સારુ છે!' મારા કાન દગો તો નથી દેતા એમ મને થયુ! મા થઈને દીકરીનું મરણ વાંછે છે! નાની છોકરી માટે ટૂંકી જ્ઞાતિમા વર શોધવાની સામાજિક મુશ્કેલી ટાળવા, મા મોટી દીકરીની સુવાવડમાં અડધે મને ચાકરી કરે ને પછી મરણ પામે ત્યારે લોકોમાં દેખાડવા રડેકૂટે, પણ છાની રીતે નાનીનું સગપણ નક્કી કરે ને છ મહિને લગન ઊજવે!

(૮) ડૉ. રામરાવ પાસે એક માણસ પોતાની ક્ષયરોગવાળી સ્ત્રીને ગાડીમાં બેસાડી લઈ આવ્યો. ડૉકટરે તપાસીને કહ્યું, 'એમને દવા કરતા દૂધ–માખણનો ખોરાક અને ખુલ્લી હવાની જરૂર છે. ધરમપુર સેનેટોરિયમમા લઈ જઈ શકો તો સારું. તમારા અસલી ઘરમા હવાઅજવાળુ જરા યે નથી.'

પેલો માણસ જરા ઉશ્કેરાઈ જઈ બોલ્યો, 'હા, તમારે કહેવાનુ સહેલુ છે, પણ અમે પૈસા કયાથી લાવીએ? દૂધ, માખણ કાંઈ આ શહેરમા મફત મળે છે? ને ધરમપુરમા સેનેટોરિયમમા મફત બ્લૉક મળે પણ ગાડીભાડા કયાથી કાઢવા?' મને લાગ્યુ કે બિચારો સાચુ કહે છે. પણ ડૉકટરે એના ગયા પછી કહ્યુ, 'ગયે વરસે આ માણસનો બાપ મરી ગયો ત્યારે ઘર ગીરો મૂકી રૂપિયા વ્યાજે લીધા ને બારમું કરી છૂટો લાડુ ને ઉપર છૂટી તાબડીએ ઘી પિરસાવી નાતમા વાહવાહ કહેવડાવી! મફતિયાઓને એક દિવસનું ભોજન આપવામા હજારો રૂપિયા ખરચી કેટલાયે મણ ઘી વાપરી કાઢયું ને આ બિચારી મરતી સ્ત્રીને બે ચમચા માખણ આપતા એને ગરીબાઈ નડે છે! આ સ્ત્રી મરી જશે તો એમના રિવાજ પ્રમાણે ગાડીભાડુ ખરચી મથુરાજી જઈ જમના નદીના માછલાને પિવડાવવા ઘડેઘડા દૂધ રેડશે, પણ આને બિચારીને રોજનું પાશેર દૂધ નહિ આપે કે ધરમપુર જવાનું ભાડું નહિ ખરચે. ઘરબાર કે ઘરેણાં કુટુંબના માણસનું શરીર સાચવવા માટે ગીરો ન મુકાય પણ તેના મરી ગયા પછી ગીરો મૂકી લોકોમાં કે બ્રાહ્મણોમાં વાહવાહ કહેવડાવાય!'

(૯) જગુભાઈનાં પત્નીને પ્રસૂતિનો સમય થયો હોવાથી કમળાબાઈ અને હું ત્યાં જવા નીકળ્યાં. કમળાબાઈ મોટરમાં ઊતરેલું મોઢું રાખી બેસી રહ્યાં હતાં. ગમે તેવા મુશ્કેલ કેસમાં હસતે ચહેરે, હિંમત રાખી કામ કરનારને આમ પહેલેથી હિંમત હારી બેઠેલાં જોઈ મને બહુ નવાઈ લાગી. મેં પૂછ્યું ત્યારે બોલ્યાં, 'જ્યાં આશા જેવું છે જ નહિ, ત્યાં હિંમત ક્યાંથી રહે? આ જગુભાઈનાં વહુ ચંપાબહેનને સાત જીવતાં છોકરાં છે ને બે મરી ગયાં છે, આ દસમું બાળક છે. દર સવા-દોઢ વર્ષે એમને બાળક આવે છે, એમની મોટામાં મોટી છોકરી પંદર વરસની છે અને નાનામાં નાનો છોકરો સવા વરસનો છે. ઉપરાઉપરી બાળકોના જન્મથી એમનું શરીર છેક લાશ થઈ ગયું છે. ઉંમર આખી બત્રીસ વરસની છે, પણ તદ્દન ડોસી જેવાં થઈ ગયાં છે. અશક્તિને લીધે છેલ્લી બેત્રણ વખત કેસ બહુ જ મુશ્કેલ બન્યા હતા. છેલ્લા બાળકના જનમ પછી હૃદય પણ બહુ જ નબળું થઈ ગયું છે. મેં એમને ને જગુભાઈને કહ્યું હતું કે હવે બાળક આવશે તો જીવનું જોખમ છે. છતાં હજી સવા વરસનો છોકરો થયો ત્યાં તો પાછી તૈયારી.' મેં ને કમળાબાઈએ ઘણી મહેનત કરી પણ હૃદય એટલું નબળું હતું કે સાધારણ પરિશ્રમ પણ સહન ન કરી શકે તો પ્રસૂતિનું કષ્ટ ક્યાંથી સહન કરે? માતાના મરણ પાછળના આઠ બાળકોના રુદનની કારમી ચીસો ન સંભળાવાથી હું તો કાન બંધ કરી દોડીને મોટરમાં બેસી ગઈ. મોટર ચાલ્યા પછી કમળાબાઈએ કહ્યું, 'મેં તો જગુભાઈને ગયે વરસે કહ્યું હતું કે બાળકો ન થવાના વૈજ્ઞાનિક ઉપાય હું ચંપાબહેનને બતાવું, પણ એ તો ચિડાઈ ગયા

ને કહે કે ‘ અમારે પશ્ચિમની વાંદરનકલ નથી કરવી. સંતતિનિયમન એ તો નીતિનાશનો માર્ગ છે. આપણા આધ્યાત્મિક દેશમાં એવો સત્યાનાશનો રસ્તો બતાવી પાપમાં ન પડશો. ’ આ ભરજુવાન સ્ત્રી મરી ગઈ, નવું બાળક જન્મતાં વાર મરી ગયું, સાત છોકરાં નમાયાં થયાં, તેમાં એમને પાપ નહિ લાગે!’

(૧૦) એક મોટા પણ જૂના ઘર આગળ અમારી મોટર ઊભી રહી. પ્રસૂતિની ઓરડીમાં જતાં અમારાથી કશું દેખાયું જ નહિ. બધાં બારીબારણાં સજ્જડ બંધ, નાનાં બાકાં, જાળિયાં પણ મેલા ડૂચાથી બંધ કરેલાં. ખાટલા નીચે મૂકેલી બળતી સગડીથી કોઈના અસ્તિત્વની ખબર પડતી હતી. થોડીવારે આંખ અંધારાથી ટેવાઈ ત્યારે જરાજરા દેખાવા માંડ્યું. કાથીના ખાટલા પર ગાભાની મેલી ફાટેલી ગોદડી પર સ્ત્રી સૂતી હતી. આવી બંધ ઓરડીમાં, જ્યાં શ્વાસ લેવાની મુશ્કેલી લાગતી હતી ત્યાં શરદી ન થઈ જાય માટે માથું લૂગડાના કકડાથી સજ્જડ બાંધેલું ને ખાટલા નીચે ધગધગતી સગડી મૂકેલી! ખાટલા પાસે દોરી બાંધી તેના પર ભીનાં લૂગડાં સુકાતાં હતાં, અને ઓરડાની અંધિયાર હવામાં ભેજ અને ખરાબ વાસનો ઉમેરો કરતાં હતાં. માથા નીચે તકિયાને બદલે ફાટેલો શણનો કોથળો ડૂચો કરીને મૂકેલો. સ્ત્રીનાં પહેરવાનાં કપડાં ઘાંચીને ત્યાંથી આણ્યાં હોય તેવાં હતાં. એક ખૂણામાં મોરી ગંધાતી હતી. ટૂંકામાં જેટલી બની શકે તેટલી અસ્વચ્છતા ત્યાં રાખી હતી. દાયણને બોલાવી કેસ કરાવેલો. અને હવે ‘ સેપ્ટીક ’ થઈ ખૂબ તાવ ચડવાથી કમળાબાઈને બોલાવેલાં. આવી ગંદકીમાં ‘ સેપ્ટીક ’ ન થાય તે જ નવાઈ! કમળાબાઈએ

પ્રસૂતિવાળી સ્ત્રીની માને બોલાવી. તેણે પહેરેલા ઠાસોઠાસ ઘરેણા સારી આર્થિક સ્થિતિ સૂચવતાં હતા. અમે ત્યા અને તેટલી સ્વચ્છતા તેની પાસે કરાવવા પ્રયત્ન કર્યો, પણ અદર આવે તો માથુ બોળી નાહવુ પડે માટે તે કશુ કરવા રાજી નહોતી. હાથ ધોવા પાણી માગ્યુ તો સ્ત્રીએ બાજુના ઓરડા મા જઈ ભીતમા બનાવેલી, કોઈ દિવસ ન ધોવાતી ટાકીનો લાકડાનો દાટો ખસેડી આકામાથી પડતું પાણી ઝીલી લેવા કહ્યું જે ચીજ માગીએ તે અસ્વચ્છ, ફેકી દેવા જેવી જ હોય. આવી સ્થિતિમા દરદીની સ્થિતિ સુધારી શકાય એ અશક્ય હતું. આથી કમળાબાઈએ હોસ્પિટલમા ખસેડવા સૂચના કરી, પણ દરદીની મા ઉશ્કેરાઈ જઈ બોલી, ' અમારા સો માણસના મોટા કુટુબમા કોઈ કદી ઇસ્પિતાલમા ગયુ નથી ને હવે હુ મારી છોકરીને મોકલી નાતજાતમા મારુ નાક વઢાવું? સૌ કોઈ કહેશે કે માથી દીકરીની સુવાવડ થઈ નહિ તે અધવચથી ઇસ્પિતાલમા ધકેલી દીધી ને વળી ત્યા તો શીરો ખાવા આપે નહિ દૂધ–ચા પર રાખે, તે ઘી ખાધા વગર છોકરીના શરીરમા રહે પણ શું?' કમળાબાઈએ ઘણી સમજાવી પણ તે એકની બે ન થઈ ને છેવટે ગુસ્સે થઈ બોલી, ' તમને આવડતું હોય તો કરો ને ન આવડતું હોય તો ગામમા ઘણા દાકતર પડ્યા છે ઇસ્પિતાલમા તો આ ભવે હુ ન જવા દઉ.' અમે બને તેટલા ઉપાય કરી લાચારી એ ત્યાથી રુખસદ લીધી ત્રીજે દિવસે ફરી તેડવા આવ્યુ ત્યારે અમે ગયા પણ એ જ નરકાગારમા સ્ત્રીની છેલ્લી મરણ વેદના જોવા સિવાય બીજુ કઈ અમારા નસીબમા નહોતું

(૧૧) અમારા અને કમળાબાઈના જૂના પડોશી

કાશીબહેન રોજ માંદા રહેતા. કોઈ દિવસ તાવ, કોઈ દિવસ અજીર્ણ, કોઈ દિવસ પડખામાં શૂળ એવું ચાલ્યા કરે. માથું તો ચોવીસે કલાક દુખે. ઘડીમાં શમશાવની ને ઘડીમાં કમળા બાઈની દવા કરો તો કોઈ વખત વળી કન્સલ્ટેશન માટે એ બન્ને સાથે ત્રીજાને બોલાવે. કોઈવાર મુંબઈ જઈ દવા કરાવે ને કોઈવાર વૈદના દેશી ઉપચાર કરે કે હોમિયોપથિક દવા અજમાવે દવા બદલાયા કરે પણ માંદગી તો કાયમની બહેન પણી થઈ વળગેલી એક દિવસ કમળાબાઈએ કહ્યું, 'તું રોજ કાશીબહેનની દયા ખાય છે, તો આજે જરા મારી સાથે એમને ત્યાં ચાલ એ જમવા બેઠા હોય તે વખતે જઈએ. તું એમની થાળીમાંના પદાર્થો બરાબર જોજે. એમનું કહેણ તો આવેલુ જ છે કે જરા આવી જજો ' અમે ગયા ત્યારે કાશીબહેન જમવા જ બેઠેલા હતા મને આગળથી કમળા બાઈએ સૂચના આપેલી એટલે મે તો આંખ થાળી પર રાખી તેમની વાતો સાભળવા માડી. ફરિયાદોનું લાબુ દાસ્તાન ચાલતુ હતુ તે વખતે મે જોયુ કે કાશીબહેનની થાળીમાં બેત્રણ તેલમા તરબોળ, મરચાથી લાલચટક થયેલા શાક, તેવા જ ત્રણચાર અથાણા, કઠોળ ને રાયતા–ચટણીઓ હતા. વાડકામાની કઢીમાથી પણ લાબા મગ્યાની સુગધ મારા સુધી આવતી હતી લાલ વઘારના તેલમા ડૂબેલા ઢોકળાનો ડુગર ખડકેલો અને આટલા મરચા ઓછા હોય તેમ એમણે થાળીમા એક તરફ મરચાની ભૂકીની ઢગલી વાળેલી ને બીજી તરફ ત્રણચાર લીલા મરચા આખા મૂકેલા! શ્રીમત છતા રોટલી પર ઘી તો નામનુ જ ચોપડેલુ, અને દૂધ, દહીં, એવા પુષ્ટિકારક ખોરાકનુ નામનિશાન નહોતુ. કમળાબાઈએ કહ્યું,

'કાશીબહેન, તમને હું કહીકહીને થાકી કે તેલમરચાં ઓછાં કરો ને ઘી, દૂધ, દહીં વધારે ખાઓ; પણ તમે એનાં એ રહ્યાં. આવો ખોરાક તે શી રીતે પચે ?' કાશીબહેન અકળાઈને બોલ્યાં, 'ભાઈસાહેબ, મરચાં વગર તો આપણા મોંમાં કોળિયો જ ન પેસે. આ તો એમના પોતાનાથી બહુ તીખું ખવાતું નથી એટલે રસોઈમાં ઓછુ (!) નંખાવું છું. પણ હું તો ઉપરથી લઉં છું, ને તેલ હુબાડૂબ ન હોય તો શાક પણ ન ખવાય; દૂધ, દહીં, ઘી તો મને ભાવતાં જ નથી. આ મારો ચદુ બે મહિનાથી ડૉકટરના કહેવાથી ખાખરા, દૂધ ને બાફેલાં શાક એકલુ મીઠુ ને લીંબુ નાંખી ખાય છે. મારો તો જીવ છોકરાને જોઈને બળી જાય છે. મારાથી તો કોઈ હિસાબે એવું ખવાય નહિ.' કમળાબાઈએ પૂછ્યું, 'પણ ચંદુની તબિયત સુધરી કે નહિ?' કાશીબહેન બોલ્યાં, 'હા, તે તો ઘણી જ સુધરી છે ને વજન પણ વધતું જાય છે. ને હવે તો કહે છે કે તદ્દન સારો થઈશ ત્યારે મારી રસોઈ જુદી જ કરાવીશ. સહેજસાજ તેલ કે નામનું મરચું સ્વાદ ખાતર ખાઈશ, પણ આ તમારી રસોઈ કોઈ દિવસ નહિ ખાઉં.' કમળાબાઈએ પૂછ્યુ, 'મે તમને કસરત માટે સવારસાંજ ફરવા જવાનુ કહેલુ તે જવા માડ્યું ?' કાશીબહેન કટાણું મો કરી બોલ્યા, 'આ રોજ સાત સધાય ત્યાં તેર તૂટે છે. ફરવા તે ક્યાંથી જાઉ ? ચલાય કોનાથી?' કમળાબાઈએ કહ્યું, 'પણ મેં તમને કહ્યુ જ હતું કે તમે પહેલાં મોટરમાં દૂર ખુલ્લી હવામાં જાઓ ને જે બેચાર ડગલાં ચલાય તે ચાલો; ધીમેધીમે વધારતા જાઓ. ચાલશો તેમ ખાવાનું પચશે ને ખાવાનું પચશે તેમ ચલાશે. એ તો અરસ-

પરસ છે. વળી તમે કહો છો કે બે રોટલી ખાઉં છું તો યે પચતી નથી; પણ સાથે આટલાં બધાં શાક, રાયતાં, કઠોળ ને આ ઢોકળાંનો ડુંગર એ બધાંનું શું? મેં તમને કેટલી વખત કહ્યું કે તમે થોડી ચીજો ને તે પણ સહેલાઈથી પચે તેવી ખાઓ; દૂધ, દહીં, માખણ, ઘી વધારે ખાઓ ને કસરત કરો, તમે બધું એથી ઊલટું જ કરો છો ને પછી રોજ-દવાના આટલા પીઓ ને ઇન્જેકશનની સોયો ભોંકાવો તેમાં શું વળે? તમારે ઈશ્વરકૃપાથી દૂધઘીની ખોટ નથી છતાં તમે ખાતાં નથી. બબ્બે મોટરો છે પણ ઘરમાં ભરાઈ રહો છો. ઘરમાં તો તમારે કશું કામ નથી. બેઠેબેઠે આવો ભારે ખોરાક ક્યાંથી પચે? ને મરચાંથી તો તમારી હોજરીમાં ચાંદાં પડી ગયાં છે.' મેં જોયું કે કાશીબહેન પર કશી અસર થઈ નહોતી. સાદો પુષ્ટિકારક ખોરાક ખાવો ને કસરત કરવી તે તેમને મનથી મોટું દુઃખ હતું. રોજ માંદાં રહી દવાઓ ને ઇન્જેકશનોમાં જિંદગી વ્યતીત કરવાનું તે વધારે પસંદ કરતાં હતાં!

(૧૨) પ્રેમકોર શેઠાણીનો છ મહિનાનો છોકરો માંદો હતો, તેને જોવા ડૉ. રામરાવ સાથે હું ગઈ. છોકરો તદ્દન નંખાઈ ગયેલો હતો. તે ઘેનમાં પડી રહેલો હોય એમ સૂતો હતો, અને બેભાનીમાં વેદનાના હુંકારા કરતો હતો. હકીકત પૂછતાં જણાયું કે છોકરાને દૂધ ઉપરનું પાણું પડતું હતું ને પચતું નહોતું. હમણાં બે દિવસથી તો પેટમાં ખૂબ ચૂંક આવતી હોય એમ લાગતું હતું. ને તેની ચીસો સહન ન થવાથી પડોશણની સલાહ પ્રમાણે જાયફળ ખૂબ ઘસીને પાયું હતું, તેથી જરા શાંત થયો હતો. છોકરાનું પેટ તપાસતાં

ફૂલીને દડા જેવું થયું હતું. દૂધ ભેંસનું કે ગાયનું આપો છો ને પાણીનું પ્રમાણ કેટલું રાખો છો તે સવાલનો જવાબ મળ્યો કે કાંઈ ખાસ નિયમ નથી. ઘેર ગાયોભેંસો છે તેમાંથી ગમે તેનું દૂધ પાઈએ છીએ અને પાણી તો આશરે થોડું-થોડું નાંખીએ છીએ! દૂધ કેવી રીતે પાઓ છો એમ પૂછતાં શેઠાણીએ એક ખૂણામાં ટેબલ પર પડેલી ઝારી બતાવી. ડૉક્ટરે ઝારી મંગાવી મને બતાવી. ચાંદીની ઝારી મોટાઈમાં કરાવેલી પણ તેના કાના, ખૂણામાં દૂધ ચોંટી સુકાઈ ગયેલું ને તે લીલું થઈ ગયેલું. જાપાનીઝ કાળી ટોટી વળગાડેલી પણ તે કોઈ દિવસ ધોવાય નહિ એટલે ગંધાતી હતી. ઝારીમાં પીતાં વધેલું થોડું દૂધ ખુલ્લું જ હતું. છોકરાને પીવાનું દૂધ એક ચાંદીના લોટામાં મૂકેલું. ખૂબ ગરમ દૂધ પર સજ્જડ રકાબી ઢાંકી દેવાથી દૂધ બગડી જવા આવેલું પણ પ્રેમકોરને તેનું ભાન નહોતું. દૂધમાં નાખવાની ખાંડ ખુલ્લી વાટકીમાં પડેલી ને તેના પર અસંખ્ય માખીઓ બેઠેલી. ડૉક્ટરે પ્રથમ જાયફળની અસર ઉતારવાના ઉપચાર કર્યા; કારણકે છોકરો કદાચ ઘેનની અસરમાં મરી જાય. દૂધ પાવા સ્વચ્છ કાચની શીશી રાખવાની, દૂધને કલાઈવાળા વાસણમાં રાખી ચોખ્ખો રૂમાલ ઢાંકવાની, ટોટીને રોજ ગરમ પાણીથી ધોવાની, ખાંડનું વાસણ ઢાંકવાની એવી ઘણી સૂચના ડૉક્ટરે આપી; પણ પ્રેમકોરે ખાસ ધ્યાન આપ્યું નહિ. છોકરો વાત દરમિયાન જાગ્યો એટલે પ્રેમકોરે તેને પેલી ઝારીમાં પહેલાંનું વધેલું, ઉઘાડું પડેલું દૂધ પાવા માંડ્યું! ડાકતરે અટકાવી, એટલે ભોંય પર પડેલી મોંમાં આપવાની ટોટી ને થોડું ખાંડનું પાણી એક ખુલ્લી વાડકી-

મા પડ્યુ હતું તેમા બોળીને છોકરાના મોમા આપી! જુલાબ કેટલે દિવસે આપો છો તે સવાલના જવાબમા પ્રેમ-કોર કહે, 'એને કોઠો મૂળે નરમ છે, તેમા જુલાબ આપીએ તો મરડો થઈ જાય, એમ અમારી પડોશના ગગાકાકી કહે છે એટલે હુ જુલાબ તો આપતી જ નથી' જ્યા આવુ ઘોર અજ્ઞાન છોકરા ઉછેરવા સબધી હોય ત્યા ડૉકટર કેટલુ કરી શકે? ડૉકટર રામરાવે અડધો કલાક બગાડી લાબી સમજ આપી, પણ પોતાના ઉછેરમા કાઈ ખામી છે એમ પ્રેમકોર માનતી જ નહોતી એટલે શા કામનુ? છોકરો માદો પડે છે તે અપુત્ર જેઠાણીની કરડી નજર લાગવાથી એમ એ ચોક્કસ માનતી ને તેથી છોકરાને કાજળનો કાળો ચાદો કરતી, હાથે ને કમરે કાળા દોરા બાધતી, માથેથી રાઈમીઠુ ઉતારતી મને થયુ કે આજકાલ બાળઉછેરની ઘણી ચોપડીઓ મળે છે, તેમાની એકાદ સારી ચોપડી એ બરાબર વાચે ને તે પ્રમાણે વર્તે તો એના બાળકની બધી પીડાઓ શમી જાય અને તેનું બાળક માદલુ, ટેટે કર્યા કરતું મટી જઈ તદુરસ્ત, હસતું રમતું થઈ જાય, પણ જ્યા અજ્ઞાન અને વહેમનુ જ સામ્રાજ્ય હોય ત્યા શી આશા રાખી શકાય?

આજે કમળાબાઈના શબ્દો મને સાચા લાગે છે આપણી સ્ત્રીઓની વહેમી માન્યતાઓ, સામાજિક રૂઢિઓ અને શરીર સ્વાસ્થ્યના ઘોર અજ્ઞાનનો વિચાર કરતા એમ જ થાય છે કે આટલા બધા સ્ત્રી-બાળકો કેમ મરે છે તે નવાઈ નથી, ખરી નવાઈ તો એ જ છે કે આટલી સ્ત્રીઓ અને બાળકો કેમ જીવે છે!

## ૪ : ફક્ત વડીલો વાંચે!

### [૧]

બાળક : બાપા, મને જરા આજે ગણિત શીખવશો?

વડીલ : આજે તો વખત નહિ મળે, મારે સભામાં જવાનું છે.

બાળક : શેની સભા?

વડીલ : શંકરાચાર્ય મહારાજના પ્રમુખપણા નીચે સભા છે.

બાળક : કયા શંકરાચાર્ય? અમારા ઇતિહાસમાં આવે છે કે બૌદ્ધધર્મનું જોર બહુ વધી ગયું, ત્યારે શંકરાચાર્યે ફરી બ્રાહ્મણધર્મ સ્થાપ્યો તે?

વડીલ : અરે ગાંડા, એ તો હજાર વરસ પરની વાત. આ તો એમણે સ્થાપેલી ગાદીના વારસ.

બાળક : તે હવે કયો બૌદ્ધધર્મ છે તે શંકરાચાર્યને સભા ભરવી પડે?

વડીલ : કોણ કહે છે કે બૌદ્ધધર્મના વિરોધ માટે સભા છે? આ તો રાજેન્દ્રબાબુ પ્રમુખ થયા તેમને અભિનંદન આપવા માટે છે.

બાળક : પણ બાપા, આ શંકરાચાર્ય પણ ધર્મે તો વેદાંતી જ ને?

વડીલ : હશે જ તો.

બાળક : ત્યારે વેદાંતમા તો શીખવે છે કે આ બધી માયા છે અને જગત મિથ્યા છે. રાજેદ્રબાબુ અને પાર્લામેંટ બધુ એમના મત પ્રમાણે તો મિથ્યા જ ને?

વડીલ : હે ..એ .. હા, એમ જ હશે

બાળક : ત્યારે જે મિથ્યા છે તેને અભિનંદન શું આપવાનું?

વડીલ (ગુસ્સાથી) એ તો દુનિયામા રહે તે બધુયે કરવુ પડે.

બાળક : પણ ત્યારે એમનો વેદાંતનો ઉપદેશ પણ ખોટો–ખોટો જ ને?

વડીલ શેનો ખોટો? લોકોને દુનિયાની માયાનો મોહ છોડાવવા ઉપદેશ તો કરવો જ પડે.

બાળક : પણ એ તો પોતે મિથ્યા જગતના કામકાજમા ભાગ લે તો પછી એ માયાનો મોહ જ ન કહેવાય?

વડીલ મૂક હવે કચકચ વળી આ સભામા તો સાથે સાથે ધરમનુ પણ કામ કરવાનુ છે હિંદુ કોડ બિલનો વિરોધ કરવાનો છે, એટલે શંકરાચાર્ય મહારાજ એમા ભાગ જરૂર લઈ શકે.

બાળક : હિંદુ કોડ બિલ તે શું?

વડીલ : એ તો બહુ લાબી વાત છે, પણ મુખ્ય તો બૈરાને મિલકતનો વારસો આપવા વિષે બિલ છે

બાળક : પણ તમે કહ્યુ ને કે શંકરાચાર્ય મહારાજે પણ અસલ સ્થાપેલી ગાદીનો વારસો લીધો છે?

વડીલ : તેથી શુ થઈ ગયું?

બાળક : એ ગાદી જોડે કાંઈ મિલકત હશે ને?

વડીલ : લાખ્ખો–કરોડોની.

બાળક : એમણે સન્યાસી થઈ કેમ વારસો લીધો ?

વડીલ : તેમાં આપણે શું ?

બાળક : ત્યારે બાને કે બહેનને તમારો વારસો મળે તેમાં શંકરાચાર્યને શું ?

વડીલ : પણ આપણાં શાસ્ત્રોમાં ના લખી છે કે બૈરાંને મિલકત આપવી નહિ.

બાળક : ત્યારે શાસ્ત્રોમા સન્યાસીએ વારસો લેવો એમ લખ્યુ હશે ?

વડીલ : નાને મોઢે મોટી વાત ન કર. વળી હિંદુ કોડ બિલમા તો સિવિલ મેરેજ, છૂટાછેડા, બધાની રજા છે, તેનો પણ વિરોધ કરવાનો છે.

બાળક : પણ બાપા, પેલા નવનીતભાઈએ તો સિવિલ મેરેજ કર્યું, એમ મોટાભાઈ કહેતા'તા.

વડીલ : (ચિડાઈને) તેથી શું ?

બાળક : એટલે સિવિલ મેરેજ તો અત્યારે પણ છે ને ? હવે નવો કાયદો ક્યાં કરવાનો છે ?

વડીલ : પણ છૂટાછેડાનો પણ વિરોધ અમે કરીશું.

બાળક : મોટી બહેન કહેતી હતી કે આપણા પ્રાંતમાં છૂટાછેડાનો કાયદો દોઢ વરસથી છે, હવે નવો નથી કરવાનો.

વડીલ : બસ, બસ; હવે વધારે ડહાપણ ન ડોળ. એમ તો આપણા પ્રાંતમાં એકપત્નીનો પણ કાયદો છે, છતાં એની પણ અમે વિરુદ્ધ છીએ.

બાળક : પણ બાપા, બા જોડે રામાયણની કથા સાંભ

ળવા હું ગયો ત્યારે પુરાણી મહારાજ રામચંદ્ર ભગવાનના ખૂબ વખાણ કરતા'તા, કે એમણે કેવું એકપત્નીવ્રત પાળ્યું પણ મને લાગે છે કે એમણે એ ખોટું કર્યું.

વડીલ બેસ, બેસ, ભગવાનની ટીકા કરનારો તું કોણ? રામચન્દ્રજી જેવો એકપત્નીવ્રતનો જોટો તો બીજો બતાવ!

બાળક ત્યારે એકપત્નીવ્રતના કાયદાની વિરુદ્ધ તમે કેમ છો?

વડીલ ચાલ, ચાલ દોઢડાહ્યા! બસ અહીંથી

[ બાળકને તમાચો મારી વડીલ ચાલ્યા જાય છે ]

[ ૨ ]

વડીલ ચાલ, જલદી નાહીને જમી લે મારે દર્શનનું મોડું થશે

બાળક પણ બા, તમે સવારમાં વહેલા તો દર્શન કરી આવ્યા

વડીલ એ તો મંગળાના, વચ્ચે શણગાર ને ગોવાળ તો ગયા, પણ હવે રાજભોગના તો કરવા જ પડશે મારાથી થોડું આ જડાવમાંદી પેઠે આડેય દર્શન કરવા જવાય છે!

બાળક જરા મોડા જાઓ તો ના ચાલે?

વડીલ ત્યાં મારો કાકો બેઠો છે તે મારે સારુ દર્શન ખુલ્લાં રાખે? અહેજ મોડું થાય તો દર્શન બંધ થઈ જાય

બાળક આપણી પોળના ચોકમાં મંદિર છે, ને તે કોઈ બંધ નથી કરતું

વડીલ : એ તો મહાદેવજીનુ દહેરું ! એ તે બંધ કરાતું હશે ? વૈષ્ણવ મંદિરની વાત જુદી.

બાળક : ત્યારે એ જુદાજુદા ધરમનાં મંદિર હશે ?

વડીલ : અરે ધરમ તો બધો એકસ્તો, પંથ જુદા.

બાળક : ત્યારે તમે મહાદેવજીના દહેરે દર્શન કરો, તો ના ચાલે ?

વડીલ : મૂરખી, આપણે વૈષ્ણવ કહેવાઈએ ને ત્યાં ન જવાય.

બાળક : ત્યાં જઈએ તો પાપ લાગે ?

વડીલ : દહેરે જવાથી તે પાપ લાગતું હશે ?

બાળક : ત્યારે તમે કેમ નથી જતા ? ભગવાન નારાજ થાય ?

વડીલ : ગમાર જેવી એની એ વાત કર્યા કરે છે ! મંદિરમાં ગયાથી તે ભગવાન નારાજ થાય ? પણ આપણને ભગવાને વૈષ્ણવપંથમાં જનમ આપ્યો તો એના આચાર પાળવાના.

બાળક : ત્યારે મહાદેવજીના મંદિરમાં જનારને કોણે જનમ આપ્યો હશે, ભગવાને નહિ ?

વડીલ : આ તો માથું ખાઈ ગઈ ! એક દહાડો મારી સાથે મંદિરમાં ચાલ તો ખરી ! ત્યાં દરેક વખત કેવા સરસ જુદાજુદા શણગાર ને મનોરથો કર્યા હોય છે ! જોઈને આંખ ઠરે. મહાદેવજીના દહેરામાં એવું બધું કાંઈ હોય છે ?

બાળક : ત્યારે તમે એ બધા શણગાર જોવા માટે જ જતાં હશો !

વડીલ : ડાહ્યલી, મોટાની ટીકા કરતાં જ શીખી છે ને

કાઈ કહ્યુ નથી

વડીલ ગાધી મહાત્માનો તો સુધરેલો ધરમ. આપણે તો અસલનો ધરમ પાળવાનો ને પુણ્ય મેળવવાનું.

બાળક ત્યારે એમને પુણ્ય નહિ મળ્યુ હોય?

વડીલ હવે મૂક ને માથાફોડ! એમને ઠીક લાગ્યું તે એમણે કર્યું, આપણને ઠીક લાગે તે આપણે કરીએ લાબી ટૂકી પચાતમા શું કરવા પડીએ? આપણે તો થતું આવ્યુ છે તેમ કરીએ. નદીમા સ્નાન કર્યાથી પવિત્ર થવાય તેટલુ આપણે જાણીએ

બાળક પણ આપણે ઘેર નળમા પાણી આવે છે તે પણ નદીનુ જ હોય છે ને? ને ઊલટુ નદીના પાણી કરતા ચોખ્ખુ હોય છે

વડીલ જો ને આ મૂરખો! નળની ટાકી પર તો મૂઆ ઢેડાભગિયા ગમે તે કામ કરે, એ તે પવિત્ર કહેવાય?

બાળક પણ બા, નદીમા ઢેડાભગિયા નહિ નાહતા હોય? ને મે તો ભેસોને પણ નદીના પાણીમા બેઠેલી જોઈ છે અને ગધેડા ને કૂતરાને પણ આળોટતા જોયા છે એ તો માહી બધી ગદવાડ કરતા હશે

વડીલ એ તો નદીનું પાણી પાચ આગળ વહે એટલે ચોખ્ખુ થઈ જાય એમ શાસ્ત્રમા લખ્યુ છે

બાળક પણ કાઈ ચોખ્ખુ હોય એમ થતું દેખાતું તો નથી

વડીલ આજકાલના છોકરા નાસ્તિક જ થઈ ગયા શાસ્ત્રની સામે તે બોલાય? આપણે શું સમજીએ?

બાળક: પણ અમારા વિજ્ઞાનમાં તો શીખવે છે કે ઉકાળ્યા વગર કે જંતુ મારવાની દવા નાખ્યા વગર પાણી ચોખ્ખું ના થાય.

વડીલ: શીખવ્યાં ! શાસ્ત્રો લખનારા કાંઈ મૂરખા નહોતા.

બાળક: પણ બા, ચોમાસામાં નદીનું પાણી પીવાથી ઘણાં યે માંદા પડે છે ને કોઈ તો મરી પણ જાય છે; એટલે અમારા વિજ્ઞાનમાં શીખવે છે તે ખરું જ હશે ને ?

વડીલ: પાણીમાં કચરો હોય તેથી કાંઈ પવિત્રતા મટી ગઈ? ભગવાને નદીઓ બનાવી છે તે આપણને પાવન કરવા જ ને ?

બાળક: પણ કૂવાનું ને વરસાદનું પાણી પણ ભગવાને જ બનાવ્યું હશે ને ? એમાં નાહવાથી પુણ્ય ન થાય ?

વડીલ: બસ ચૂપ કર હવે ! મોટા સાથે કેમ બોલવું તેનું ભાન જ આજનાં છોકરાંને ના મળે !

[ ૪ ]

બાળક: બા, આજે તમારે જમવું નથી ?

વડીલ: ના, આજ તો શ્રાવણ મહિનાનો સોમવાર છે ને ? એટલે સાંજે ખાઈશ.

બાળક: શ્રાવણ મહિનાનો સોમવાર તેમાં ભૂખ્યાં શું કામ રહેવાનું ?

વડીલ: સોમવાર કર્યાથી પુણ્ય થાય.

બાળક: તો રોજ ભૂખ્યા રહીએ તો ખૂબ જ પુણ્ય થાય?

વડીલ: ગાંડી જ છે ને? રોજ તે ભૂખ્યાં રહેવાય? ભગવાને અનાજ આપ્યું છે તો રોજ ભૂખ્યાં શું કામ રહીએ?

બાળક ભગવાને સોમવાર માટે નથી આપ્યુ?

વડીલ ભગવાન તે કાંઈ એમ કાપી નાખે છે? પણ દેહકષ્ટ કર્યાથી પુણ્ય થાય, ને સયમ કેળવાય

બાળક પણ બા, પેલા મછાકાકી તો હમેશા સોમવાર-પૂનમ કરે છે, તે તો સવારમા બરફી, પેંડા, કેળા, દૂધ એવુ ખાય છે ને સાંજે જમે છે. એમા સયમ ક્યા આવ્યો ને દેહકષ્ટ પણ ક્યા આવ્યુ?

વડીલ એ તો બિચારા ઘરડા થયા તે ભૂખ્યા ના રહેવાય તે કોરુ ખાય જમતા તો નથી જ

બાળક બરફી-પેંડા મળે તો હુ પણ ના જમુ

વડીલ એ તો શ્રદ્ધા રાખીને ફરાળ કરીએ તો પુણ્ય થાય એમ ને એમ મીઠાઈઓ ઉડાવ્યાથી તે કાંઈ થાય?

બાળક પણ બા, મછાકાકી તો ખાસ આગલે દિવસે ઑર્ડર મોકલી સારા બરફી-પેંડા બનાવડાવે છે ને કશુ ઓછુ પડે તો ઘરનાની ખબર લઈ નાખે છે આખો દહાડો 'હુ ભૂખી છુ, હુ ભૂખી છુ,' કરી બધા પર ચિડાયા કરે છે એમા સયમ ક્યા આવ્યો?

વડીલ બસ કર હવે, મછાકાકીનુ પુરાણુ હુ તો બરફી-પેંડા નથી ખાતી ને?

બાળક પણ બા, તમે પણ સાંજે તો ખૂબ સારુ સારુ બનાવીને ખાશો ને?

વડીલ તે આખો દહાડો ભૂખ્યા રહીએ તો સાંજે સારુ ખાઈએ પણ ખરા

બાળક ત્યારે તો સારુ ખાવાની લાલચે જ ભૂખ્યા રહો છો ને? પછી દેહકષ્ટ શેનું?

વડીલ : મૂક હવે પચાત. શ્રાવણ મહિનામાં પુણ્ય ના કરીએ તો કયારે કરીએ ? ચોમાસામાં વ્રત–ઉપવાસનુ વધારે પુણ્ય થાય

બાળક : અમારી ભૂગોળમા આવે છે કે દક્ષિણમા બીજુ ચોમાસુ માગશર–પોષમા આવે છે. એ લોકો એ મહિનામાં વ્રત–ઉપવાસ કરે તો પુણ્ય મળે કે નહિ?

વડીલ : માગશર–પોષ તે રખાતા હશે? એ તો ચાતુર્માસ જ રખાય.

બાળક : પણ એમને ત્યા બે ચોમાસા હોય છે ને—

વડીલ : બાપુ, એમની વાત એ જાણે, આપણે શું?

બાળક : જે વ્રત–ઉપવાસ કરે તેને પુણ્ય મળે?

વડીલ : હાસ્તો, એ તો ભગવાનને ત્યા જમા થાય જ.

બાળક : હરખચદ શેઠ બારે માસ અગિયારશ ને શનિવાર કરે છે, પણ બાપા કહેતા હતા કે એમણે કાળા બજારમા ખૂબ પૈસા મેળવ્યા છે. ત્યારે ભગવાનને ત્યા શુ જમા થશે? એમના અગિયારશ, શનિવાર કે કાળા બજાર?

વડીલ : માથુ ખાઈ ગઈ! હુ તે કાઈ ભગવાનને ત્યા જોવા ગઈ છુ કે કયુ જમા થયુ ને કયુ નહિ?

બાળક : પેલા જશુભાઈ સોમવાર, અગિયારશ, પૂનમ કાઈ કરતા નથી, પણ હરિજનોનુ કામ ગામડામા બહુ કરે છે. કોઈવાર ગામના લોકોનો માર પણ ખાધો છે એમને દેહ કષ્ટનુ પુણ્ય મળશે કે નહિ?

વડીલ : એ તે કાઈ દેહકષ્ટ કહેવાય? બે વખત પેટ ભરીને જમે તો છે ને?

બાળક પણ એ તો રોટલા કે ખીચડી જ ખાય છે, બરફી–પેંડા નથી ખાતા

વડીલ પણ અનાજ તો ખાય છે જ ને ?

બાળક ઠીક ત્યારે, બરફી–પેંડા ખાવાથી જ પુણ્ય થાય ને દેહકષ્ટ કહેવાય

વડીલ બસ હવે, નાને મોઢે વધારે બોલ નહિ, નકામો મારો કલાક બગડ્યો હજી તો મારે સાંજને માટે ખીર કરવી છે ને પાતરા ચોપડવા છે

બાળક દેહકષ્ટનું પુણ્ય મેળવવા ?

[ ૫ ]

બાળક બાપા, આજે બાની રસોઈની ધમાલ કેમ ખૂબ છે ? કોઈની વરસગાંઠ છે ?

વડીલ અરે, આજે તો દાદાજીનું શ્રાદ્ધ છે તને ખબર નથી ?

બાળક શ્રાદ્ધ એટલે શું ?

વડીલ એટલીયે ખબર નથી ? અમે તો નાના હતા ત્યારે શરાધિયા ક્યારે આવે તેની વાટ જોઈ બેસતા શ્રાદ્ધ એટલે આજે દાદાજીની મરણતિથિનો દિવસ છે જે મરી ગયા હોય તે બધાની તિથિ આ પખવાડિયામા કરવાની

બાળક પણ બાએ તો ખીર–પૂરી એવું બધુ રાંધ્યું છે

વડીલ તે શ્રાદ્ધમા એવુ જ હોય

બાળક દાદાજી મરી ગયા તેની ખુશાલીમા ?

વડીલ મૂરખા, એવુ બોલાય ? એ તો એમના આત્માને રાજી કરવા શ્રાદ્ધ કરવુ પડે, આપણે અહી બનાવીએ તે એમને પહોચે

બાળક : પણ છોટુમામા ટપાલ–ઑફિસમાં કામ કરે છે તે તો કહેતા’તા કે ખોરાકનાં પાર્સલ મોકલવાની સરકારની મનાઈ છે, ત્યારે શી રીતે ખાવાનું પહોંચાડશો ?

વડીલ : આ તો છેક ઠોટ નીકળ્યા ! સ્વર્ગમાં તે પાર્સલ મોકલાતાં હશે ? એ તો આપણા ગોર નરભેશંકર પંડ્યા આવીને કાગડાને વાસ નાખશે. કાગડા પહોંચાડે એમ શાસ્ત્રોમાં લખ્યું છે.

બાળક : પણ બાપા, કાગડા તો ઉકરડામાં પણ રોજ ચાંચો મારે છે. તે પણ બધું સ્વર્ગમાં કોઈને પહોંચાડવા ?

વડીલ : આજકાલનાં નાસ્તિક છોકરાંથી તોબા ! એ તો ગોર વિધિ કરીને પિંડ નાખે તે જ પહોંચે.

બાળક : દાદાજીને પહોંચાડવામાં ગોરને શો ફાયદો ?

વડીલ : કેમ, એમને જમવાનું મળે ને ઉપરથી દક્ષિણા મળે ને ?

બાળક : ત્યારે તો પેલા જમનાદાસ કાકા જેવા કમિશન એજંટ કહેવાય !

વડીલ : બસ કર હવે, શ્રાદ્ધને દહાડે આવી અક્કલ વગરની વાતો ! આપણે તો દાદાજીના જીવને ગતે પહોંચાડવાથી કામ.

બાળક : પણ બાપા, શરીર વગર એકલો જીવ કાંઈ ખીર–પૂરી ખાઈ શકે ?

વડીલ : ન ખાય તો શું થયુ ?

બાળક : તો રાજી થાય કેવી રીતે ?

વડીલ : બાપુ, અમે એ બધી ભાંજગડમાં પડતા નથી. બાપદાદાના વખતથી ચાલ્યુ આવ્યુ છે તેમ કર્યા કરીએ છીએ. શાસ્ત્રોમાં લખ્યું હોય તે સવાવીસ.

બાળક. પણ કોઈણ્ સાથે હું હરદાસની કથામાં ગયો હતો, તેમાં એવુ સાભળ્યુ હતું કે માણસની ગતિ પોત પોતાનાં કર્મ પ્રમાણે થાય છે, એમ શાસ્ત્રોમાં લખ્યુ છે. તે ખોટુ હશે?

વડીલ. શાસ્ત્રોમા તે ખોટુ લખ્યુ હોય?

બાળક: પણ ત્યારે કોઈ પાપી માણસનો છોકરો શ્રાદ્ધ કરે તો તેનો ફાયદો એને મળે કે પોતાનાં કરમનો બદલો મળે?

વડીલ. મૂક હવે માથાકૂટ. દાદાજીનુ શ્રાદ્ધ છે તો ખાઈને ખુશી થા.

બાળક. દાદીમાનુ શ્રાદ્ધ ક્યારે છે?

વડીલ. એમનુ ન કરાય એ તો દાદાજીની પછી ગુજરી ગયાં'તા ને?

બાળક તેથી શું થાય?

વડીલ. ગાન્ડા વિધવાઓનુ શ્રાદ્ધ ના હોય?

બાળક કેમ, એમનો બિચારાનો જીવ ગતે નહિ-પહોં-ચાડવાનો?

વડીલ બસ, બાપુ, હવે મારો પીછો છોડ. દાદાજીના શ્રાદ્ધને બદલે તું તો મારી લોહીઉકાળો કર્યો.

[૬].

બાળક: બાપા, આજે આપણે દલપતકાકાને ત્યા વર ઘોડામા જવાનુ છે ને તમે તો હજી તૈયાર પણ નથી થયા!

વડીલ અરે, લગન બધ રહ્યુ તે ખબર નથી?

બાળક કેમ શુ થયુ?

વડીલ : કન્યાના બાપ કાલે એકાએક ગુજરી ગયા.

બાળક : પણ જોશીએ લગનનુ મહુર્ત તો કાઢી આપ્યુ હતું ને?

વડીલ : તેથી કાંઈ ઘરનુ મુખ્ય માણસ મરી જાય તોયે લગન કરવુ પડે?

બાળક : ના, પણ ત્યારે જોશીએ કેમ આજના દિવસને શુભ દિવસ ગણ્યો હશે? કન્યાના બાપનુ મરણ થાય તે તો બહુ અશુભ દિવસ ગણાય.

વડીલ : પણ બાપુ, મહુરત કાઢયુ ત્યારે કાઈ ખબર હતી કે મરણ થશે?

બાળક : જોશીને તો ભવિષ્યની બધી ખબર હોય એમ બધાં કહે છે.

વડીલ : એ તો છોકરીના બાપની કુંડળીમા અમુક વર્ષે એને ઘાત હશે. કન્યાની પોતાની કુંડળીમા એવુ જ લખ્યુ હોય કે એના બાપનુ મરણ ફલાણે દહાડે થશે.

બાળક : અમુક વર્ષે એને બાપનુ સુખ નહિ રહે એમ પણ નહી લખ્યુ હોય?

વડીલ : કોણ જાણે! જોશી તો જ્યાત્યાથી કન્યાની કુંડળી જોઈ લગ્નનો દિવસ કાઢી આપે.

બાળક : પણ એ દિવસે લગ્નમાં કાંઈ વિઘ્ન આવી પડશે એટલી પણ એને ખબર ન પડે?

વડીલ : હવે મૂક ને પચાત એ તો કોઈ વખત આવું બને. બાકી તો જોશી સારો જ દિવસ કાઢી આપે

બાળક : પણ બાપા, ગાધી મહાત્માનુ ખૂન થયુ ને

# ધર્મ—નીતિના ગ્રંથો

| પુસ્તકનું નામ | પાન | કિં. | ટ. ખ. |
|---|---|---|---|
| શ્રી શિવમહાપુરાણ–બે ગ્રંથોમાં, ૯ ચિત્રો સાથે | ૧૨૨૬ | ૧૨–૦ | ૧–૧૨ |
| વાલ્મીકિ રામાયણ–બે ગ્રંથોમાં, ૩૦ ચિત્રો સાથે | ૧૩૬૪ | ૧૨–૦ | ૧–૧૨ |
| શ્રીમદ્ ભાગવત–આ. ૧૨મી. ભાષાંતર, બે ગ્રંથોમાં ૨૭ ચિત્રો સાથે... ... | ૧૨૦૮ | ૧૦–૦ | ૧–૧૦ |
| ગિરધરકૃત રામાયણ–મોટા અક્ષરમાં | ૭૬૨ | ૪–૮ | ૦–૮ |
| શાંતિપર્વ–મહાભારતનું–રાજધર્મ અને મોક્ષધર્મ, જેમાં ચાર વર્ણ તથા આશ્રમના સામાન્ય ધર્મો આપેલા છે. ... ... | ૮૫૬ | ૮–૮ | ૧–૨ |
| એકાદશ સ્કંધ–મહાત્મા એકનાથની ટીકા સાથે, જેમાં ગીતા કરતાં પણ વધુ વિસ્તૃત એવો શ્રીકૃષ્ણનો છેલ્લો બોધ આપેલો છે. ... | ૬૦૦ | ૫–૦ | ૦–૬ |
| મનુષ્યધર્મ–ઈશ્વર, ધર્મ, મુક્તિ અને ઉચ્ચ જીવનના મહાન પ્રશ્નોનો મહાત્માજી, ગનો, કવિવર ટાગોર તથા ગીતા–ઉપનિષદોના વચનોમાં ઉકેલ. | ૨૪૦ | ૨–૦ | ૦–૪ |
| ચંડીપાઠ–ગુજરાતી ભાષાંતર તથા સ્તોત્રો સહિત. | ૩૫૨ | ૧–૪ | ૦–૨ |
| નિત્યપાઠ–રોજ બોલવા માટે રચે એવા પ્રાર્થના, સ્તુતિ, સ્તોત્રો અને ભજનોનો સંગ્રહ ... | ૧૬૦ | ૦–૧૨ | ૦–૨ |
| વેદાંત–રસબિંદુ–સંત મગળનાથકૃત વેદાંતબોધ | ૧૦૪ | ૦–૧૨ | ૦–૨ |
| શ્રી વેદાંતમાર્ગદર્શિની–વિચારસાગર, પંચીકરણ વગેરે ગ્રંથો ઉપરથી વેદાંતના કૂટ પ્રશ્નોનો ગુરુ–શિષ્યના સંવાદરૂપે સરળ ઉકેલ ... | ૩૨૮ | ૧–૮ | ૦–૪ |
| સનાતનધર્મ–મણિલાલ ન. દ્વિવેદીકૃત પંચશતીનાં ૫૦૦ ધર્મસૂત્રોનું ભાષાંતર મૂળ સાથે | ૨૦૮ | ૧–૦ | ૦–૨ |